ચૂકાય તો આયંબિલ કરતા હતા અને કાયાથી ચૂકાય તો નીવીની તપસ્યા કરતા હતા.

આ રીતે કુમારપાળ ભૂપાળ ચતુર્થ સ્વદારાસંતોષવ્રત નિયમસર પાલન કરતા હતા. તેવામાં કર્મયોગે પટરાણી ભોપલદેવી પરલોકમાં ગઈ એટલે મંત્રીમંડળે મળીને નવી સ્ત્રી પરણવા અને રાજ્યમહેલમાં એક પટરાણી લાવવા માટે બહુ પ્રકારે વિનંતિ કરી. જવાબમાં રાજા કુમારપાળે જણાવ્યું કે-"મેં જે શિયળવ્રત અંગીકાર કરેલ છે તેને કોઇ પણ રીતે ખંડિત કરવા હું ઇચ્છતો જ નથી. આ અસાર સંસારના બંધનરૂપ એ નૂતન પાણિગ્રહણનું મારે શું કામ છે? હવે તો હું યાવજ્જીવ બ્રહ્મચર્યવ્રતનું શુદ્ધ મન, વચન અને કાયાથી પાલન કરી મ્હારો જન્મ સફળ કરીશ.

વળી મેં હેમસૂરીશ્વર જેવા સમર્થ ગુરૂસમીપે જે વ્રત ગ્રહણ કરેલ છે તે કદિ પણ ખંડિત થાય તેમ હું કરીશ જ નહિ અર્થાત્ લીધેલી ટેક સંપૂર્ણ રીતે પાળીશ. હે મંત્રીવર્ગ ! સાંભળોઃ—

**શેષનાગ શિર લીધો ભાર, તે નવિ છંડે સહી નિરધાર;**
**સૂરજ સહિ અંજવાળું કરે. કુળલજ્જાએ પૃથ્વી ફરે. ૧**
**ઇશે નાગ ગળે જો ધર્યો. તો તેહને અળગો નવિ કર્યો;**
**સુપુરૂષ નર સાચું આદરે, તેણે વાટે નવિ પાછો ફરે. ૨**

શાસ્ત્રમાં દશાર્ણભદ્ર, શાળિભદ્ર, ધન્યકુમાર, શિવકુમાર અને જંબૂસ્વામી આદિના અદ્ભુત દ્રષ્ટાંતો મોજુદ છે કે જે મહાભાગ્યશાળીઓ પોતાના વ્રત-નિયમથી કે વચનથી જરા પણ ચૂકયા નથી. હે મંત્રીઓ ! વધારે શું વર્ણવું ? જે સિંહ છે તે શિયાળીઆની સંગે કદિ જશે જ નહિ, માટે મ્હારે પણ યાવજ્જીવ બ્રહ્મચર્યની ટેક પાળવી તે જ ઘટિત છે."

આ પ્રમાણે રાજાજીના હૃદયની ઈચ્છા જાણીને મંત્રી-વર્ગે આગ્રહ પડતો મૂક્યો અને રાજ્યવિધિ મુજબ મંગળો-પચાર વખતે પટરાણી રાજાની પાસે જોઈએ તે કારણથી ભોપલદેવીની સુવર્ણની પ્રતિમા કરાવી મંગળિક કાર્ય વખતે રાજાની બાજુએ સ્થાપવા માંડી.

નિર્મળ બ્રહ્મચર્યની ટેક પાળનાર અને " રાજર્ષિ " ની પ્રસિદ્ધ પદવીને ધારણ કરનાર કુમારપાળ મહારાજાને ધન્ય છે!

પાંચમા પરિગ્રહપરિમાણ વ્રતમાં કુમારપાળ મહારાજાએ પરિગ્રહનું પરિમાણ કર્યું, જેમાં છ કોટિ સોનૈયા, આઠ કોટિ રૂપૈયા, એક હજાર તોલા મૂલ્યવંત રત્નો, અન્ય દ્રવ્યની અનેક કોટીઓ, બે હજાર ઘડા ઘી, તેલ વિગેરે, બે હજાર ખાંડી ધાન્ય, પાંચ લાખ ઘોડા, એક હજાર હસ્તી, એંશી હજાર ગાયો, એક હજાર ઉંટ, પાંચ સો મકાન, પાંચ સો દુકાન, પાંચ સો ગાડાઓ—એ પ્રકારે સામાન્ય પરિગ્રહ રાખેલ હતો અને સૈન્યમાં અગીયાર હજાર હાથી, પચાસ હજાર રથ, અગીયાર લાખ અશ્વો અને અઢાર લાખ પાયદળ રાખ્યું હતું.

વિશેષ પુષ્ટિને અર્થે શ્રી હેમસૂરિ મહારાજે ઉપદેશ આપતાં કહ્યું કે:—

**અલ્પસમાગી જે નર હોય, ભવ્ય જીવનું લક્ષણ જોય;**
**મુક્તિતણી અભિલાષા કરે, તે નર લોભપણું પરિહરે,**
**લોભે લાજ્યાં લક્ષણ જાય, અતિ લોભે નર દુઃખીયો થાય;**
**ચાર પુરૂષની સુણજો વાત, અતિ લોભીનો કહું અવદાત.**

એમ ચાર પુરૂષની કથા લોભ ઉપર શરૂ કરતાં સૂરિ-મહારાજે કહ્યું કે—" એક ગામમાં ચાર પુરૂષો હતા. તેઓ

ધન રળવા માટે સાથે મળીને પરદેશમાં નીકળ્યા. માર્ગમાં જતાં તેઓ તરસ્યા થયા અને તૃષા છીપાવવા પાણીની શોધ કરવા લાગ્યા, તેવામાં તેમણે એક વાલ્મિક જોયો અને તેની આસપાસ ચાર બીજા શિખરો જોયા. તેમાંથી શું નીકળે છે તે તપાસવા પહેલું શિખર તોડયું કે તુરત જ અંદરથી નિર્મળ જળ નીકળ્યું, જે પીને ચારે જણાએ તૃષા શાંત કરી. પછી લોભમાં પડી બીજું શિખર તોડયું તો તેમાંથી સોનાની ખાણ નીકળી પડી. એટલે વળી લોભ વધતો જ ગયો અને ત્રીજું શિખર તોડયું તો રત્નોની ભરેલી ખાણ નીકળી પડી, એટલે લોભ હદ ઉપરાંત વધવા લાગ્યો અને ચોથું શિખર તોડવાના વિચાર ઉપર ચડી ચૂકયા. તે વખતે તે માંહેનો ચોથો પુરૂષ બોલ્યો કે–"હે ભાઇઓ ! અતિ લોભ પાપનું મૂળ છે, અતિ તૃષ્ણામાં સાર નથી અને આપણા પુન્યે આ સુવર્ણ અને રત્નોના ઢગલા પામ્યા છીએ તો હવે વધારે લોભી બની આ ચોથું શિખર ફોડવાનું શું કામ છે? માટે સંતોષવૃત્તિ રાખો અને આ ચોથા શિખરને વિનાપ્રયોજને ન ફોડો એમ મ્હારો અભિપ્રાય થાય છે તે મ્હેરબાની કરીને માનો."

તે સાંભળી લોભમાં પડી ગયેલા બાકીના ત્રણે પુરૂષો બોલ્યા કે–"તું ચૂપચાપ બેસીને અમે જે કરીએ તે જોયા કર. અમારે અત્યારે ત્હારા અભિપ્રાયની જરૂર નથી." વળી તે ત્રણે જણાએ કહ્યું કે–"જો તને વધારે ધન વ્હાલું ન હોય તો તું તો ધન લઇને રસ્તે પડી જા. અમે તો ચોથું શિખર ફોડવાના જ છીએ."

આ હકીકત ત્યાં રહેલા વનદેવતાએ સાંભળી. પેલા શિખામણ આપનાર સંતોષી પુરૂષને દેવશક્તિવડે ઉપાડીને

તેના સ્થળે મૂકયો. પાછળ રહેલા તે ત્રણે જણાએ અતિ લોભની પરિણતિથી ચોથું શિખર ફોડયું કે તુરત જ તેમાંથી મહાવિકરાળ વિષધર (નાગ) નીકળ્યો, જેના ઝેરી પરમાણુથી ત્રણે જણા ત્યાં ને ત્યાં જ બળીને ભસ્મ થઈ ગયા અને અતિ લોભના પરિણામે નરકગતિમાં પહોચ્યા." આ રીતે શ્રી હેમસૂરીશ્વરે લોભનો ત્યાગ કરવા અને પરિગ્રહપરિમાણ વ્રતનું પાલન કરવા કુમારપાળ ભૂપાળને ચાર પુરૂષની કથા કહી સંભળાવી.

કુમારપાળ મહારાજાને ધન, ધાન્ય, રત્ન, સુવર્ણની અનેક પ્રકારની ઋદ્ધિ છતાં તૃષ્ણાને તિલાંજલી આપી સ્વલ્પ પરિગ્રહનું પરિમાણ કર્યું હતું. શુદ્ધ વ્રત પાળનાર અને શ્રી જિનેશ્વરભાષિત ધર્મમાર્ગે ચાલનાર રાજર્ષિ કુમારપાળ ભૂપાળને અનેકશઃ ધન્યવાદ ઘટે છે!

છઠ્ઠા દિગ્પરિમાણ વ્રતનું પાલન કરતાં કુમારપાળ મહારાજાએ ચારે દિશાનું માન કર્યું હતું અને પાંચ પ્રકારના અતિચારરહિત તે વ્રત પાળ્યું હતું.

સાતમા ભોગોપભોગપરિમાણ વ્રતમાં કુમારપાળ મહારાજાએ ચૌદ નિયમ અંગીકાર કર્યા હતા તેમાં સચિત્ત વસ્તુમાં ફક્ત નાગરવેલનાં આઠ પાનબીડાંની છૂટ રાખી હતી, હમેશાં આઠ દ્રવ્ય વાપરતા હતા, સદા એકાસણું[1] કરતા હતા, ચોમાસામાં છ વિગય પૈકી ફક્ત એક ઘીની જ છૂટ રાખી હતી, નિરંતર રાત્રે ચૌવિહાર કરતા હતા, ચોમાસામાં લીલોતરીનો ત્યાગ કર્યો હતો, તેમજ બાવીશ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાયવાળી વસ્તુ સર્વથા નહિ જ વાપરવાનો નિયમ લીધો હતો.

---

૧ એક જ વખત આહાર લેવારૂપ એકાસણું સમજવું.

એક વંખતે કુમારપાળ મહારાજા જમવા માટે બેઠા હતા. "ઘેબર" નું મિષ્ટ ભોજન પીરસાયેલું હતું, જે જોતાં માંસ સાંભરી આવ્યું. બસ એ માંસ ફક્ત સાંભરી આવતાં જ પોતે પૂર્ણ પસ્તાવો કરવા લાગ્યા. જમવાનું પડતું મૂક્યું અને તુરત જ એના પ્રાયશ્ચિત્ત માટે પોતાના દાંત પાડી નાંખવાના ઇરાદાઉપર પણ આવી ગયા. એકદમ શ્રી હેમસૂરિસમીપે આવી તે હકીકત નિવેદન કરી. જવાબમાં ગુરૂમહારાજાએ સમજાવ્યું કે–'હે રાજાજી ! જેને સદ્ગુરૂનો બોધ ન લાગ્યો હોય તે જ એવું અવિચાર્યું કાર્ય દાંત પાડવાનું કરે, પરંતુ તમે તો સુજ્ઞ અને વિચારશીલ છો, શ્રી જિનેશ્વરની અમૃતમય વાણીનો લાભ લીધો છે તો તેવા વિચારને અવકાશ આપશો જ નહિ. શાસ્ત્રના પ્રસિદ્ધ દાખલાઓ શ્રી નંદિષેણના, ધમ્મિલકુમારના, દ્રઢપ્રહારીના અને આરામનંદનના સાંભળો. તેઓ નીચી પાયરીએ જતાં જતાં સુગુરૂના સંયોગથી આત્મકલ્યાણ કરી ગયા છે, માટે હે રાજન્ ! તમારે દાંત પાડવાની કાંઇ જરૂર નથી. તમારી ઇચ્છા છે તો દાંતની સંખ્યા જેટલા અર્થાત્ બત્રીશ રાજવિહારયુક્ત એક ભવ્ય જિનપ્રાસાદ તૈયાર કરાવો અને તેમાં જિનપ્રતિમાઓ પધરાવી અપૂર્વ લ્હાવો પ્રાપ્ત કરો."

ગુરૂવચન તહત્ત માની કુમારપાળે બત્રીશ રાજવિહારયુક્ત ભવ્ય જિનાલય તૈયાર કરાવ્યું, તેમાં પરવાળાની સાત હાથની મનોહર મૂર્ત્તિ પધરાવી અને તે બત્રીશ રાજવિહારમાં પણ પોતપોતાના વર્ણ પ્રમાણે ચોવીશ તીર્થંકરની મૂર્ત્તિ, ચાર વિહરમાન તીર્થંકરની મૂર્ત્તિ, રોહિણી, સમવસરણ, ગુરૂપાદુકા અને સુશોભિત અશોકવૃક્ષ વિગેરે પધરાવ્યા.

મહારાજા કુમારપાળે પંદર કર્માદાનથી લાગતાં પાપકાર્ય પરિહરી[1] નિઃસ્પૃહી બની સાતમું ભોગોપભોગવ્રત શુદ્ધપણે પાળ્યું.

આઠમું વ્રત અનર્થદંડત્યાગરૂપ-તેને પાલન કરવામાં કુમારપાળ મહારાજાએ સાત વ્યસનનો સર્વથા ત્યાગ કર્યો હતો, વિકથાને વેગળી જ કરી હતી અને નિરંતર ધર્મકથામાં રસિક બની રહેતા હતા.

નવમા સામાયિક વ્રતમાં કુમારપાળ ભૂપાળ દરરોજ એ સામાયિક સમતાભાવે વિધિપૂર્વક કરતા હતા. રાજ્ય-વહીવટની અનેક ઉપાધિ છતાં સામાયિક કદિ ચૂકતા નહિ. કટોકટીના ખરા સમયમાં શુદ્ધ રીતે સામાયિક વ્રત પાળતાં લડાઈના મોખરે રહી "પ્રતિક્રમણ" કેવી રીતે કર્યું ? કેવી રીતે પોતાની ટેક જાળવી રાખી ? અને શ્રી જૈનધર્મની નિંદા કરનાર પોતાના બનેવીને કેવી રીતે સમજાવ્યો ? એ હકીકત ખાસ જાણવા લાયક, મનન કરવા લાયક અને સમજવા લાયક અતિ ઉપયોગી હોવાથી હવે પછી વર્ણવવામાં આવશે.

શ્રી શાકંભરી નગરીમાં પૂરણરાય નામે રાજા રાજ્ય કરતા હતા, જેમની સાથે કુમારપાળ રાજાની બ્હેન દેવળદેવીના લગ્ન કરેલાં હતાં અર્થાત્ તે કુમારપાળ ભૂપાળના બનેવી થતા હતા. એક દિવસ તે રાજા પોતાની પ્રિયા દેવળદેવી-સાથે સોગઠાબાજી ખેલતા હતા અને રમત દરમિયાન સોગઠી મારવાનો પોતાનો દાવ આવ્યો તે વખતે "માર મુંડાને" આવાં કઠોર મર્મવચન હાસ્યની સાથે ફરી ફરીને પૂરણરાય બોલ્યા. રાણીથી તે સહન થયું નહિ, જેથી

૧ પંદર કર્માદાનના ત્યાગસંબંધી રાસમાં સારો વિસ્તાર છે.

પોતાના પતિને વિનંતિપૂર્વક તે કહેવા લાગી કે–"હે સ્વામી ! આપને આવાં અઘટિત નિંદક વચનો ઉચ્ચારવા વ્યાજબી નથી. તમને મ્હારી શરમ આવે તો મ્હારી ખાતર અગર તેમ નહિ તો મ્હારા ભાઈ રાજા કુમારપાળની શરમની ખાતર હવે પછી આવા શબ્દો કૃપા કરીને બોલશો 'નહિ.'" વળી તે રાણીએ કહ્યું કે–" મ્હારા ભાઈ રાજા કુમારપાળે 'મારી' શબ્દને આખા દેશમાંથી દેશવટો આપ્યો છે, તે શું તમે નથી જાણતા ? તો પછી તમે "માર મુંડાને" કહી મશ્કરીસહિત મુનિવરના માથે ઘા મારવાના મર્મવચન શા માટે કહ્યા કરો છો ? હે નાથ ! આપને જે કાંઈ કહેવું હોય તે સુખેથી મને કહો, પરંતુ આવું વધારા પડતું નિંદાસુક્ત વચન વદવું વ્યાજબી નથી. કહ્યું છે કેઃ—

"શ્રી દેવ ગુરૂ ને ત્રીજો ધર્મ, નિંદા કરતાં બાંધે કર્મ."

આ પ્રમાણે રાણી દેવળદેવીની હિત શિખામણ સાંભળતાં રાજા પૂરણરાય પૂર્ણ ક્રોધે ચડ્યો અને ખૂબ ખીજવાયો થકો રાણીને પાદુ–પ્રહાર કરી કહેવા લાગ્યો કે–" હે રાણી ! જા, જલ્દી જા અને ત્હારા ભાઈ કુમારપાળને કહેવું હોય તે કહે અને લડાઈ કરવા આવવું હોય તો ખુશીથી આવવા કહેજે."

રાણીએ કહ્યું કે–" હે સ્વામી ! નકામું ગુમાન શા માટે કરો છો ? તમારામાં કેટલી તેવડ છે એ હું બરાબર જાણું છું. સોજા ચડ્યે જાડા જણાતા હોય તો તે વાસ્તવિક જાડાપણું નથી અને શક્તિ વગર અભિમાનરૂપી પર્વતની ટોચે પહોંચવું એ ડાહ્યા પુરૂષનું કામ નથી. તમારી શક્તિ મ્હારા ભાઈ કુમારપાળની શક્તિ આગળ ક્યાં સુધી ટકવાની છે ?

તે કયા સ્થળે મળશે ?' એટલામાં એક બ્રાહ્મણ સામે મળ્યો. તેને પૂછવા માંડયું કે–' હે ભાઈ, મ્હારે રાજા કુમારપાળને મળવું છે, તો તે મને કયાં મળશે ?' તે બ્રાહ્મણ રાજા કુમારપાળનો દ્વેષી હતો, કારણ કે કુમારપાળ ભૂપાળે શ્રી હેમસૂરિ મહારાજના ઉપદેશથી શૈવ ધર્મનો ત્યાગ કરી જૈન ધર્મ અંગીકાર કરેલો હતો, તેથી સ્વાભાવિક રીતે સર્વ બ્રાહ્મણોને ઇર્ષ્યા ઉત્પન્ન થયેલી હતી; તેથી તે ઇર્ષ્યાળુ બ્રાહ્મણ બોલ્યો કે–" તે ત્રિભુવનપાળનો સુત કુમારપાળ જીવતા મુઆસમાન છે કે જે બ્રાહ્મણોનો ખાસ વૈરી થયો છે." આવા અઘટિત વચન સાંભળી તે બ્રાહ્મણ દૂતે પેલા બ્રાહ્મણને તેવું બોલતાં વાર્યો અને કહ્યું કે–' આવું બોલવું વ્યાજબી નથી.' તે દૂતે વિશેષમાં કહ્યું કે–' એમાં ત્હારો દોષ નથી, પરંતુ તારા બ્રાહ્મણ-સ્વભાવનો જ એ દોષ જણાય છે. કહ્યું છે કેઃ–જગતમાં સાત વાના કોઇ રીતે પૂરા થતા નથી એટલે ધરાતા નથી.

**સાગર, વિપ્ર, ડાકિણી, જીહા, અગ્નિ, જમ, જગરાય;**
**કવિયણ કહે સાતે અધુરડાં, પૂરાં કિમહિ ન થાય.'**

આગળ ચાલતાં તે દૂતને એક હડીમાર–શીકારી મળ્યો. તેને પણ ઉપર પ્રમાણે કુમારપાળને મળવાની વાત પૂછતાં તે હડીમાર ઘણો ખીજાયો અને બોલ્યો કે–" તું કયાં અને રાજા કુમારપાળ કયાં ? ત્હારો વેશ જ ભિખારી જેવો જણાય છે, તો ત્હારે વળી રાજાને મળવાનું શું કામ છે ?" બ્રાહ્મણે કહ્યું કે–" તે તો વખત આવ્યે જાતની ખબર પડશે, પરંતુ મેલું હૃદય જગતમાં સાત જણાનું હોય છે તે સાંભળઃ—

**હડીમાર, ફેડીયો, બીલાડ, જગનું ભુંડું વાંછે ચાડ;**
**વૈદ્ય, મસાણી, બંદીવાન, એ સાતેનું મેલું ધ્યાન.**

આગળ ચાલતાં તે દૂતને એક અર્ચક-પૂજારી મળ્યો. તેને પણ તે બ્રાહ્મણે પૂછ્યું કે-" હે ભાઇ ! મ્હારે રાજા કુમારપાળને મળવું છે તે ક્યાં મળશે ?"

આ સાંભળતાં જ પેલા પૂજારીએ આ બ્રાહ્મણનો ચિંથરેહાલ વેશ જોઇને કહ્યું કે-' છેટો રહેજે-મને અભડાવતો નહિ, નંકામો મને અડીશ તો મ્હારે ન્હાવું પડશે.' જવાબમાં તે બ્રાહ્મણ દૂતે કહ્યું કે-' નકામો મને કેમ નિંદે છે ? હું તો શુદ્ધ બ્રાહ્મણ છું. મને લાગે છે કે તું આભડછેટથી બહુ ભાગતો ફરે છે, પણ ખરી આભડછેટ તો સાત છે તે સાંભળ-

**પુત્રીવિક્રય, પરસ્ત્રીસંગ, પરભાતે પાપીનો પ્રસંગ;**
**મૂરખ દેવતણું ધન ખાય, જીવ હણે તો ઉદર ભરાય.**
**પરનિંદા કરતો નર જેહ, પરભોજને નહિ તૃપ્તો તેહ;**
**કવિયણ કહે સો કુંભે ન્હાય, સાત આભડછેટ કદિ ન જાય.**

આગળ ચાલતાં એક પંડિત મળ્યો. તેને તે દૂતે ઉપર પ્રમાણે પૂછ્યું કે તુરત જ તેણે તેને તરછોડી નાખ્યો, તેથી આ બ્રાહ્મણ દૂતે કહ્યું કે-" ભાઇ ! શા માટે વઢવા મંડી જાય છે ? પણ આમાં ત્હારો દોષ નથી. જગતમાં એક જાચક બીજા જાચકને જોઇ દ્વેષ જ ધરે છે. વળી આ સાત જણા તો સ્વભાવથી જ પરસ્પરની અદેખાઈ કરનારા હોય છે. તે સાંભળોઃ-

**પાડો, પંડિત, શ્વાન જ જેહ, હાટપાડોશી કહીએ તેહ;**
**મીંઢો, મલ્લ અને માગણા, સાતે અદેખા કાને સુણ્યા.**

આગળ ચાલતાં એક નાનો બાળક મળ્યો. તેને તે પ્રમાણે પૂછ્યું. બાળકે તો આડોઅવળો જવાબ આપ્યો. એટલે તે દૂત ખેદ પામતો બોલ્યો કે-' ખરેખર આ સાત જણાને પારકી પીડાની શું ખબર પડે ? એટલે કેઃ—

**રાજા, બાળક, વિપ્રને ચોર. જમ રોજ જગમાં પાડે શોર;**
**અગ્નિ, પારધિ, કવિયણ કહે, પરવેદન સાતે નવિ લહે.**

આગળ ચાલતાં એક સુતેલો પુરૂષ દીઠો, તેને જગાડીને પૂછ્યું કે-“ હે ભાઇ ! મને રાજા કુમારપાળ ક્યાં મળશે ?” પૂછતાની સાથે જ તે માણસ ઘણો જ દાઝે બળ્યો અને હાથમાં કુહાડો લઇ બોલ્યો કે-“ ચાલ મ્હારી સાથે જંગલમાં લાકડા ફાડવા, ત્યાં તને બધું બતાવી દઉં. ” વળી પાછો બોલ્યો કે-‘ નિરાંતે સુતા છીએ તેમાં આવા પાપ ક્યાંથી ચાલ્યા આવે છે ? ’ બ્રાહ્મણ બોલ્યો કે-‘ ભાઇ ! મારા ભોગ લાગ્યા તે તને જગાડ્યો, તું તો સુતો જ સારો છું, માટે નિરાંતે સુઇ રહે. આ સાત જણા તો સુતા જ સારા છેઃ—

**વાઘ, સિંહ, ચીતર, કુતરા, માંજારી ને પાપી નરા;**
**ભુજંગ ભાખે ઉંદર એકલા, એ સાતે પણ સુતા ભલા.**

આગળ ચાલતાં એક અફીણીયો મળ્યો. તેને ઉપર પ્રમાણે પૂછતાં તે બંધાણી આદમી બહુ ખીજાણો અને બોલ્યો કે-‘ અલ્યા બ્રાહ્મણ ! તું મને ગાળ આપે છે એ ઠીક કરતો નથી અને હવે પછી વધારે બકબકાટ કરીશ તો શિક્ષાને પાત્ર થઈશ. ’ આવો ઉલટો જવાબ તે અફીણીએ આપ્યો. તે સાંભળી તે બ્રાહ્મણ બોલ્યો કે-‘ અરે ભાઈ ! શિક્ષા કરવાની વાત તો જવા દે. ત્હારામાં કેટલી ત્રેવડ છે તે હું જોઇ શકું છું. બંધાણી માણસમાં કેટલી તાકાદ હોય તે હું સારી રીતે સમજું છું, માટે નકામો મીજાજ ચડાવવો છોડી દે. આ તો દાન કર્યા વગર માન ખાટવાની અને અભણ રહીને ડાહ્યા થવા જેવી વાત કરે છે, એ બીલકુલ બંધબેસતી જ

નથી.' આ રીતે ઉત્તર આપીને તે બ્રાહ્મણ દૂત આગળ આગળ ચાલતો અનુક્રમે ચૌટામાં આવી પહોંચ્યો.

મધ્ય ચોકમાં ચોમેર તપાસી એક વ્યવહારી શેઠની દુકાને જઇ પૂછ્યું કે-' હે શેઠજી ! મ્હારે રાજા કુમારપાળને મળવું છે તો તે ક્યાં મળશે ?' તે શેઠે જવાબ આપ્યો કે-'આ સામે જે ભવ્ય મહેલ દેખાય છે તે રાજભુવન છે અને ત્યાં તને રાજા કુમારપાળ મળશે, પરંતુ મને આશ્ચર્ય થાય છે જેથી પ્રશ્ન પૂછું છું કે-ત્હારા જેવા થીગડ-થાગડીયા-ચિંથરીયા વિપ્રને રાજા તે મળતા હશે ?' વળી તે શેઠે કહ્યું કે-' જો કે તું બોલવા-ચાલવામાં તો વાચાળ જણાય છે, સમચનો જાણકાર લાગે છે; પણ રાજાજીની આગળ જવા માટે ત્હારો દેખાવ બીલકુલ સારો લાગતો નથી.' આટલું સાંભળતાં તે બ્રાહ્મણે ખીજવાઇને જવાબ આપ્યો કે-'હે શેઠજી ! સાંભળો.

**રૂપ, રંગ ને કવિચણપણું, નવી પામે ધન ખરચ્ચે ઘણું;**
**સ્વર મીઠો મધુરો કેમ થાય, નીચપણું નર ન્હદે ન જાય.**
**દ્રવ્યે ન મળે યૌવન જાણ, નવી દીસે કીહાં બળની ખાણ;**
**અમરપણાની મોટી વાત, ધને ન લહીએ જગ વિખ્યાત.**

આ રીતે જે જે મળ્યા તેને પ્રત્યુત્તર આપતો બ્રાહ્મણ દૂત અનુક્રમે દરબારગઢમાં આવી પહોંચ્યો અને દ્વાર પાસે ઉભો રહી દરવાનને કહેવા લાગ્યો કે-' મ્હારે અંદર કચેરીમાં દાખલ થવું છે અને રાજાજીની સાથે થોડી વાતચીત કરવાની છે.' તે સાંભળી પેલો દ્વારપાળ હસતાં હસતાં કહેવા લાગ્યો કે-' ત્હારા રૂપનું તો ઠેકાણું નથી તેમ પિંડ પણ પોદળા જેવો છે, તો તું વળી અંદર જઇને શું વાતચીત કરી લીવું.

કરવાનો હતો ?' જવાબમાં બ્રાહ્મણે કહ્યું કે-' મને મ્હેરબાની કરી અંદર જવા દે એટલે આપોઆપ સર્વ વાતનો ખુલાસો થઇ જશે.' એમ કહી તે બ્રાહ્મણ દૂત તેની રજાથી રાજા કુમારપાળની કચેરીમાં દાખલ થયો અને રાજાજીને નમસ્કાર કરી વિનયવડે વિનંતિપૂર્વક નીચે પ્રમાણે નિવેદન કરવા લાગ્યો:—

" શ્રી શાકંભરી નગરીના રાજા પૂરણરાયે–આપના બનેવીએ આપની બહેન દેવળદેવીને પાદુપ્રહાર કરી કટુ વચનો કહી સોગઠાબાજી રમતાં આખરે શ્રી જૈન ધર્મની, શ્રી હેમસૂરિ મહારાજની અને આપની સંપૂર્ણ હેલણા–નિંદા કરેલી છે, અને તે કારણથી સદરહુ હકીકત આપને કહેવા માટે મને આપની પાસે મોકલ્યો છે અને આપની બહેન પણ ત્યાંથી રીસાઇને ચાલી નીકળ્યા છે જે થોડા વખતમાં અહિં આવવા જોઇએ." વળી તે બ્રાહ્મણ દૂતે કહ્યું કે:—

**સ્વામી સાહમું પૂરણરાય, બોલ્યો વચન કહ્યાં નવિ જાય;**
**શ્રી દેવ ગુરૂ ને ત્રીજો ધર્મ, નિંદા કરતાં નાણે શર્મ.**

આ વાતચીત દરમિયાન દેવળદેવી પણ ત્યાં આવ્યા અને પોતાના ભાઇને સર્વ હકીકત જણાવી દઇ કહ્યું કે-"હે ભાઇ ! તમારા બનેવીએ તો દેવ, ગુરૂ ને ધર્મની નિંદા કરીને જગતમાં અત્યારે આપણી હાંસી–મશ્કરી જ કરી છે, માટે તેમની સામે લડાઈ કરી બરાબર ઠેકાણે લાવો તો જ મ્હારા આત્માને શાંતિ વળે તેમ છે."

પોતાની બ્હેનની આ રીતે કદર્થના થયેલી સાંભળીને તથા વિશેષમાં શ્રી જૈન ધર્મની અને પોતાના પરમ ઉપગારી શ્રી હેમસૂરિ મહારાજની હેલણા–નિંદા કરેલી જાણીને રાજા

કુમારપાળને બહુ જ રોષ ચડયો; તેથી તુરત જ શાકંભરી નગરી ઉપર ચડાઇ કરવા માટે તૈયાર થવાનો હુકમ બહાર પાડયો અને સંપૂર્ણ તૈયારી કરી અગ્યાર સો હાથી અને અગ્યાર લાખ પાયદલ લશ્કર લઇને કુમારપાળ ભૂપાળે શાકંભરી નગરીને ઘેરો ઘાલ્યો.

કુમારપાળ રાજાએ શાકંભરી નગરીને ઘેરો ઘાલવાના ખબર મળતાં રાજા પૂરણરાયે પણ તૈયારી કરવા માંડી અને તે દરમિયાન સામું આવેલું લશ્કર કેટલું છે તેની બાતમી મેળવવા ગુપ્ત રીતે એક દૂતને કુમારપાળ રાજાની છાવણીમાં મોકલ્યો. તે દૂતે ફરતાં ફરતાં તપાસ કરી તો પુષ્કળ પાયદળ, હાથી, ઘોડા વિગેરે સહિત ઘણું મોટું લશ્કર જોયું. તેની સાથે હસ્તીઓ અને અશ્વો વિગેરેને ચાલતાં પહેલાં પગ પુંજવા માટે પુંજણીઓ સંખ્યાબંધ નિહાળી અને વિશેષમાં તે સર્વને માટે પાણી ગળીને પાવાની પદ્ધતિ પણ જોઈ. એટલે લડાઈના સમયે પણ આવી જીવદયાની ઝીણી ઝીણી બાબતો જોઇને તે દૂતે તુરત જ પોતાનું મસ્તક ધુણાવ્યું.

આ રીતે દૂતની ચેષ્ટા રાજા કુમારપાળની નજરે પડતાં તુરત જ તે દૂતને રાજાએ મસ્તક ધુણાવવાનું કારણ પૂછયું. તેના ઉત્તરમાં તે દૂત બોલ્યો કે–" હે જીવદયાપ્રતિપાળ મહારાજાધિરાજ ! હું તાજુબ થઇને વિચારમાં પડી ગયો છું કે જ્યાં આપ ઘોડા અને હાથીઓના ચાલતાં પહેલાં જીવની રક્ષા ખાતર પુંજણીઓથી તેમના પગ પુંજાવી ઉપયોગથી દયા પાળી રહ્યા છો, વળી આપ પાણી પણ ગળીને પાવાની રીતિ આદરી રહ્યા છો, એવી ઝીણી જીવદયાની ઉપયોગિતા સાચવી કામ કરી રહ્યા છો, તથા જેની સામે લશ્કર લઈને આવ્યા

છો તે તમારા બનેવી થાય છે તો તેને કઈ રીતે હણી શકશો ?"

તે દૂતના મનનું સમાધાન કરવા કુમારપાળ રાજાએ જવાબ આપ્યો કે–" હું કીડી કે કુંથુઆ આદિ જીવોની રક્ષા કરનારો છું. વિનાઅપરાધે કોઇને પણ શા માટે હાણું ? જે મ્હારો મિત્ર થઈને રહે તેને માટે હું ચંદ્રસમાન શીતળ અને સમતાવંત છું; પરંતુ દુશ્મનને તો હું અગ્નિસમાન જ છું એમ સમજી લેવું. ભલે અણગળ પાણી વાપરતો નથી–તેમ વાપરવાનો પણ નથી; પરંતુ લડાઈમાં શત્રુને તો સંપૂર્ણ શિક્ષાએ પહોંચાડી શકું તેમ છું. હે દૂત ! જેનો કોઈ સહાયક નથી તેવા સત્યવંત નરનો હું સહાયક છું અને જે કોઈ જૈન ધર્મના નિંદક હોય તેને તો સંપૂર્ણ બળ બતાવી શિક્ષા કરવાની હું સદાય ચાહના જ રાખું છું; માટે હે દૂત ! કાંઇ પણ શંકા રાખ્યા વગર જલ્દી જા અને ત્હારા રાજાને સર્વ હકીકત કહી લડાઇમાં સામો ઉભો રહેવા કહે."

આ સર્વ હકીકત તે દૂતે આવીને પૂરણરાયને કહી સંભળાવી. પૂરણરાયે પણ લડાઈની તૈયારી કરી અને તરત જ કચેરી મંડળ એકત્ર કરી સર્વ સભાસમક્ષ જાહેર કર્યું કે–" જે કોઇ રાજા કુમારપાળને કોઇ પણ રીતે મારી આવશે તેને એક લાખ સોનામહોર ઇનામ તરીકે મળશે અને તે ઘણો જ સત્કાર પામશે." આ લાલચમાં લલચાઇને તે કામ કરવા એક માળી તૈયાર થયો અને તે પૂરણરાયની રજા માગી જ્યાં રાજા કુમારપાળની છાવણી છે ત્યાં છાની રીતે આવ્યો.

તે માળીએ પોતાની પાસે ગુપ્તપણે એક છરી છુપાવી રાખી હતી અને કુમારપાળનો કેવી રીતે ઘાટ ઘડવો તે દાવપેચમાં જ ફર્યા કરતો હતો. આ વખતે રાજા કુમારપાળ શ્રી

જિનેશ્વર ભગવાનની પૂજા કરવાનો સમય હોવાથી જિનમંદિરે સેવા કરવા ગયા હતા. તે તક સાધીને, લાગ જોઇ, તે માળી ફુલની છાબડી ભરી મંદિરના દ્વારપાસે પુષ્પ વેચવા માટે બેઠો અને ફુલ વેચવાને બ્હાને હવે કેવી રીતે કામ કાઢવું તેનો વિચાર કરવા લાગ્યો. રાજા કુમારપાળે તે માળીપાસેથી પુલ વેચાતા લીધા અને જિનભક્તિમાં ત્રિકરણયોગે તલ્લીન થઈ રહ્યા. હવે તે માળી ધીરે ધીરે ગભારામાં પેઠો અને રાજા કુમારપાળઉપર ગુપ્ત રાખેલી છરીથી ઘા કરવાની તૈયારી કરવા લાગ્યો; પરંતુ ઘા કરવા જવાની હિમ્મત ચાલતી નહોતી, જેથી અટકી જતો હતો. કહ્યું છે કેઃ—

બ્રાહ્મણ બાંગની ન લહે વાત, કરપી ન સમજે ઉંચા હાથ;
અંધ ન જાણે ગર્દભ ગાય, માળી ન સમજે દેવો ઘાય.

'ઘા મારૂં કે નહિ?' એવા તર્ક–વિતર્કમાં માળી બ્હાવરો બની ગયો. એ જોઇને પાસે રહેલા મંત્રીએ તેને પૂછ્યું કે–"અરે માળી! અહીં કેમ ઉભો છો અને શા વિચારમાં પડી ગયો છો?" ફક્ત એટલું પૂછતાં જ તે માળી હિંમૂઢ થઇ ગયો અને કાંઇપણ જવાબ આપી શક્યો નહિ. તેની સાથે તેનો ચહેરો પણ તદ્દન શ્યામ પડી ગયેલો જોયો. એટલે શંકા પડવાથી મંત્રીશ્વરે તેને એકદમ પકડ્યો અને તપાસ કરાવી તો તેણે પાસે રાખેલી છરી પકડાઇ ગઇ અને તે બાબતનું કારણ પૂછતાં પૂરણરાયે રાજા કુમારપાળને મારવા મોકલ્યાની વાત પણ પ્રગટ થઈ ગઈ.

મંત્રીશ્વરે માળીને રાજા કુમારપાળની સમક્ષ હાજર કર્યો અને સર્વ હકીકત કહી સંભળાવી. આ પ્રાણઘાતક પ્રપંચ રચનાર માળી ઉપર જરૂર ક્રોધ આવ્યા સિવાય ન રહે, પરંતુ

જેના હૃદયમાં અનુકંપા સર્વદા વાસ કરી રહેલી છે એવા દયાળુ કુમારપાળ ભૂપાળે તો દયાની દૃષ્ટિથી તે માળીને તરતં જ મુક્ત કર્યો અને સર્વ સમક્ષ કહ્યું કે–' આ બાપડો રાંક માળી મને શું કરી શકે તેમ છે ?' કેમકે:—

જબ લગે પુન્ય પ્રતાપ જ હોય, તબ લગે સ્હામું ન જુવે કોય;
પૂરવ પુન્ય જ્યારે ખૂટશે, ત્યારે બેટા વૈરી થશે.

પછી રાજા કુમારપાળે લડાઇ શરૂ કરવાનો હુકમ બ્હાર પાડ્યો કે તરત જ સકળ સૈન્યે શાકંભરી નગરીને ઘેરી લીધી. તેની સામે રાજા પૂરણરાય પણ પોતાનું લશ્કર તૈયાર કરી લડાઈ કરવા આવ્યો. બન્નેના સૈન્યે સામસામા બહુ પ્રકારે યુદ્ધ કર્યું. લડાઇ લાંબો સમય ચાલુ રહી, છતાં પણ રાજા કુમારપાળને કોઈ રીતે જીતી શકાય તેમ નહિ હોવાથી રાજા પૂરણરાયે યુક્તિ–પ્રયુક્તિ ચલાવી.

રાજા પૂરણરાયે કુમારપાળના સુભટોને સોનામહોરો લાંચ–રૂશ્વત તરીકે છુટથી આપી દરેકને પોતાના કરી લીધા એટલે લડાઇ દરમિયાન લશ્કરના સુભટો પૂરણરાયની સામે થવા આનાકાની કરવા લાગ્યા. આવી હકીકતથી રાજા કુમારપાળ પણ ચિંતાતુર થવા લાગ્યા અને હવે શું યોજના કરવી ? એ વિચારમાં ઘુંચાવા લાગ્યા. તે વખતે કુમારપાળની પાસે રહેલા **સામલ** મહંતે હિંમતપૂર્વક પડકાર કરી કહ્યું કે–" હે રાજાજી ! આપ તો સિંહસમાન છો, તેથી સિંહ તે આવા શિયાળીઆનો ડર રાખે ખરો ? અરે ! કદિ વનમાં રાડ–બૂમ પડે તો મૃગલાવિગેરે નાસી જાય પણ શું સિંહ પલાયન કરે ખરો ? માટે આપે સિંહસમાન પુરૂષે

તો ભલે તમામ લશ્કરમાં ફાટફુટ થઈ જાય તો પણ હિમ્મત રાખી લડાઈના મોખરે ઉભા રહી કાર્ય શરૂ જ રાખવું જોઈએ ”

સામલ મહંતની જુસ્સાદાર વાણી સાંભળી તેને યોગ્ય જાણીને રાજા કુમારપાળે સજ્જ થઈ લડાઇ શરૂ રાખી અને હસ્તીએ હસ્તી, અશ્વે અશ્વ તેમજ સુભટે સુભટની સામસામી લડાઈ થતાં છેવટે સાંજ પડી ગઈ. હવે સાંજ થઇ કે તરત જ રાજા કુમારપાળે પોતાને પ્રતિક્રમણ કરવાનો નિયમ હોવાથી પ્રતિક્રમણ શરૂ કરી દીધું. લડાઇનો મામલો ઘણો ગંભીર પ્રકારનો હોવા છતાં, વળી લશ્કરમાં ફૂટવણી થયેલી છતાં અને લડાઇને મોખરે પોતાની હાજરી નહિ હોય તો લશ્કરમાં ભંગાણ પડવાની ભીતિ છતાં પણ રાજા કુમારપાળે પોતાનો નિયમ અડગપણે પાળ્યો અને પ્રતિક્રમણ સંપૂર્ણ શાંતિથી પૂર્ણ કર્યું. તેમજ ચાલતી લડાઇની આટલી બધી ચિંતાતુર બીના છતાં કેવળ ધર્મધ્યાનની ધૂન સિવાય અન્ય કોઇ વિચારો પ્રતિક્રમણ દરમિયાન કીધા જ નહિ. ‘ અહો ! ધન્ય છે રાજા કુમારપાળના અખંડ વ્રતપાલનને ! ’

લડાઇનો અંત તરત આવે તેમ નહિ હોવાથી અને સુભટો, અશ્વો, હસ્તીઓ વિગેરેનો નાશ થતો હોવાથી કુમારપાળ રાજાએ પૂરણરાયને સંદેશો કહેવરાવ્યો કે-“ આપણા બન્નેના વૈમનસ્યને લીધે નાહક અન્યનો નાશ થઈ જાય છે, તે કરતાં આપણે બે વચ્ચે યુદ્ધ કરવાનું કબૂલ રાખો તો સારૂં ગણાય અને તેમાં વળી પહેલો ઘા મ્હારા ઉપર તમારે કરવો હોય તો સુખેથી કરજો.” આ રીતનું યુદ્ધ પૂરણરાયને પણ પસંદ પડયું, એટલે બન્ને એકત્ર થયા અને પ્રથમ પૂરણરાયે રાજા કુમારપાળઉપર ઘા કર્યો, જેમાંથી યુક્તિ-પ્રયુક્તિ અને

બુદ્ધિવડે રાજા કુમારપાળ છટકી ગયા. પછી પૂરણરાયને પકડી પાડ્યા અને લડાઇમાં જીત મેળવી. પૂરણરાયને બાંધીને સૈન્ય-સહિત કુમારપાળ ભૂપાળ પાટણપુરીમાં પાછા આવ્યા.

પૂરણરાયને સકળ સભાસમક્ષ બન્ધનમાં જકડાયેલો ઉભો રાખવાથી તેમજ હાર પામવાથી તે ઘણો જ શરમીંદો બની ગયો. તેના હૃદયમાં ક્રોધાગ્નિ અતિશય જાગૃત થયો, પરંતુ પરવશ પડેલો પ્રાણી ગમે તેટલો ક્રોધ કે દ્વેષ કરે તો પણ શું કરી શકે?

અહિં રાસકર્તા કવિ ઋષભદાસ પરવશપણું કેટલું દુઃખદાયી છે તે સંબંધી સહજ વિસ્તારથી ઉલ્લેખ કરી જણાવે છે કેઃ—

"પરવશપણાથી પ્રાણીને ટાઢ—તાપ સહન કરી મસ્તકે પોટલા ઉઠાવવા પડે છે અને અનેક પ્રકારનાં કષ્ટ, ભૂખ, તરસ પણ સહન કરવાં પડે છે. પરવશપણાથી પારકી તાબેદારી ઉઠાવવી પડે છે, તેમજ વચનના પ્રહારો અને પુષ્કળ ઠપકાઓ પણ ખમવા પડે છે. પરવશપણથી આત્માની ઉન્નતિ થઈ શકતી નથી અને મન મોકળું મૂકી પરવશપણે ઇંદ્રિયોના ગુલામ બની જવાથી કોઇ કાર્યની સિદ્ધિ પણ થઇ શકતી નથી, તેમ તે વખતે કરેલી મનવગરની ધર્મક્રિયા પણ યથાર્થ ફળદાયી થતી નથી. કહ્યું છે કેઃ—

**મન વિણ તપ જપ કિરિયા જૂઠી, ફોગટ કષ્ટ કરીજે,**
**મન વિણ દાન દીએ કો મૂરખ, મુગતિપુરી નવી લીજે;**
**મન વિણ જીવ ઉગારે જગમાં, કાલકસૂરીયો નામો,**
**મન વિણ દાન દીએ તે કપીલા, બેહુનાં ન સર્યાં કામો.**

જો મનવગર પરવશપણે કાયકષ્ટ સહન કરાય તે યથાર્થ ક્રિયામાં લેખાતું હોય તો રોગને વશ પડેલા રોગી બિચારા

અનેક પ્રકારનું કષ્ટ સહન કરે છે, પણ તેથી શું વળે ? જો મનવગર ફક્ત સ્નાન કરવાથી જ દેહની શુદ્ધિ થઈ જતી હોય તો માછલાંઓ સદા જળમાં જ રહી નિર્મળ થયેલા છે પણ તે શું કામનું ? જો મનવગર માત્ર ભસ્મ લગાવવાથી ઉત્તમ ગતિ મળતી હોય તો ગધેડાઓ બાપડા ખરા તડકામાં રાખોડીના ઢગલામાં જ આળોટ્યા કરે છે પણ એથી શું ? જો મનવગર છોવાઇ જવાનું જ સાચવી રાખી અન્ય કરણીઓ મરજી મુજબ કરાય તો તેથી શું સરે ? જો મનવગર માત્ર ચોખ્ખાઇ રાખવાથી કલ્યાણ થતું હોય તો ચાતકપક્ષી કોઈ સ્થળે ચાંચ પણ બોળતું નથી પણ તેથી શું થાય ? જો મનવગર માત્ર ઉંધે મસ્તક લટકવાથી સુખશાન્તિ મેળવાતી હોય તો વાગુળ પક્ષી વૃક્ષે લટકાઇને જ રહે છે પણ એમાં શું વળે ? જો મનવગર કેવળ જટા વધારવાથી પરમ સુખ મળતું હોય તો વડને વડવાઇ વધતી જ જાય છે પણ તેથી શું ? જો મનવગર માત્ર નગ્ન રહેવાથી કાર્યસિદ્ધિ થતી હોય તો પશુઓ બિચારાં નગ્ન જ ફર્યા કરે છે પણ તે શું કામનું ? જો મનવગર પરવશપણે મૌન રહેવાથી જન્મ-મરણના દુઃખ ટળી જતાં હોય તો બગલાંઓ મૌન રહીને જ કાર્ય કરે છે પણ એથી શું સરે ? પરવશપણે મનવગર અગ્નિમાં પ્રવેશ કરી કાયકષ્ટ ઉઠાવીએ અગર તો ગુફામાં જઈને રહીએ તો તેથી શું ? તેમ તો દીપકમાં પડીને પતંગીઆ બળી મરે છે અને સિંહો ગુફામાં સદા વાસ કરીને રહે છે પણ તેથી આત્મકલ્યાણની ઇચ્છા રાખવી નકામી છે.

પરવશપણે મનવગર નાટકીઆઓ નાટકશાળામાં ઉભા રહી અનેક પ્રકારના વેશ ભજવી જાય છે અને લોકોના મનનું

રંજન કરી જાય છે પણ તેથી શું તેનો ઉદ્ધાર થઈ શકે? મનવગર રામ-નામ જપવાથી કલ્યાણ થતું હોય તો પરવશ પડેલા પઢાવેલા પોપટો પણ "રામ રામ" બોલ્યા જ કરે છે, પરંતુ મનવગર સઘળી કરણી યથાર્થ ફળદાયી થતી નથી.

પરવશપણે મનવગર શિયળવ્રત પળાય તેથી શું સિદ્ધિ થઈ શકે? તેવી રીતે તો ચક્રવર્તીના ઘોડાઓ પણ પરવશ બંધાણા થકાં મનવગર બ્રહ્મચર્ય સાચવે છે, પણ તે શું કામનું? મનવગર એકલા વિચરવાથી પરમ સુખની પ્રાપ્તિ થઈ જતી હોય તો સિંહ વનમાં એકલો જ ફરે છે; પરંતુ તે શું કામનું! રાસકર્તા ઋષભદાસ કહે છે કેઃ—

**સુકવિ કહે પ્રમાણ ન કીજે, પરવશપણાની વાતો,**
**મનવિણ તપ-જપ-કિરિયા જૂઠી, લોહ વિના જેમ હાથો;**
**ઘૃત વિહુણો લાડુ જેહવો, વેણી વિના શણગાર,**
**તેમ મનવિણ કરણી સઘળી, કરતાં ન લહીએ પાર.**

જેમ પુરૂષાર્થવગર પુરૂષ શોભતો નથી તેમ મનવગર ધર્મ ટકતો નથી. મૂર્ખ માનવીઓ મનવગર અજ્ઞાન કષ્ટ-ક્રિયા કર્યા કરે છે, પરંતુ ધર્મનો મર્મ અને ક્રિયાનું રહસ્ય-હેતુ સમજતા નથી, જેથી સંપૂર્ણ ફળને પામતા નથી; માટે મન-શુદ્ધિથી-અપૂર્વ ભાવ ઉલ્લાસથી દાન, શિયળ, તપ, ભાવ, વ્રત, પૂજા આદિ કરણી કરવા હંમેશાં ઉજમાળ રહેવું, જેથી મુક્તિ-પુરીમાં વહેલા વહેલા પહોંચી શકીએ.

દરેક મનુષ્ય પરવશપણે તો ઘણું દુઃખ સહન કરે છે; પરંતુ આત્મહિત કરવાનાં કાર્યમાં શક્તિનો ઉપયોગ કરતો નથી. કહ્યું છે કેઃ—

**પરવશપણે વેદન ખમે, તેહનો સોમો ભાગ;**
**આતમ સાખે જો ખમે, તો લહે મુક્તિનાં માગ.**

પરવશપણાથી પારકાની તાબેદારીના અંગે અને પારકાના હુકમ અનુસારે જે કાયકષ્ટ ઉઠાવવું પડે છે તેનો અલ્પ ભાગ પણ આત્મસાક્ષીએ શુદ્ધભાવે વ્રત, તપ, જપ, કરણીમાં અનુભવીએ તો જરૂર મુક્તિમાર્ગ મેળવીએ; પરંતુ કવિ ઋષભદાસ ખરેખર સાચું જ કહે છે કેઃ—

**આવે કળીયુગે જીવડા, સહેજે ન કરે ધર્મ;**
**પરવશ પીડા દુઃખ ખમે, આવે ઉદય જબ કર્મ.**

અહીં કુમારપાળ ભૂપાળની સભામાં પૂરણરાય પરવશ પડેલો હોવાથી અનેક પ્રકારનાં વચનપ્રહાર સહન કરે છે અને શરમને લીધે બોલાવ્યા છતાં એક શબ્દનો પણ ઉચ્ચાર કરતો નથી.

પૂરણરાયે શ્રી જૈન ધર્મનું અને શ્રી હેમસૂરિ મહારાજનું જે નિંદાયુક્ત વચન પોતાની સ્ત્રી દેવળદેવીને સોગઠાંબાજી રમતાં કહેલું હતું તે દેવળદેવીના હૃદયમાં ખટકયા કરતું હતું, તેથી પોતાના ધર્મ ખાતર અને દેવગુરૂની હેલણા–નિંદા કદિ કોઇ પણ ન કરે તેની ખાતર પોતાના પતિની જીભ ખેંચી લેવાની હકીકત દેવળદેવીએ પોતાના બન્ધુ કુમારપાળને યાદ કરી આપી. તેના જવાબમાં કુમારપાળ રાજાએ પોતાની બ્હેનને સમજાવી કે 'પોતાના પતિની જીભ ખેંચાવવી એ અયોગ્ય કાર્ય કરવાથી દેશોદેશમાં તારી નિંદા થશે માટે તે ઇચ્છવા યોગ્ય નથી.'

વળી કુમારપાળે પોતાની બ્હેનને વિશેષપણે સમજાવવા અને શાંતિ રાખવા માટે કહ્યું કેઃ—

પુત્ર કુપુત્ર જો કદિ હુવે, તો ખમવું નિજ માય;
પીપલથી નર જો પડે, તો પણ દેવ ન ઘાય.

માટે સજ્જન પુરૂષો સમય આવે સજ્જનતા છોડતા જ નથી. કદિ ભૂલથી નદી તળાવે ન્હાવા જતાં કોઇ ડૂબી ગયો તો તેથી શું તમામ જળ કાઢી નખાય છે? તેમજ કદિ ગાય-માતાને નીર–ચારો નીરતાં ભૂલથી તેમાં રત્નસુવર્ણાદિ કોઈ ચીજ ચાલી ગઇ તો પછી તે માટે ગાયનું પેટ ફડાય છે? હે બ્હેન! ઉત્તમ પુરૂષો તો કંચનની ઉપમાને લાયક કહ્યા છે; એટલે કંચનને જેમ અગ્નિમાં નાખી ધમો, ટીપો કે કટકા કરો તો પણ તે પોતાનો નિર્મળ શુદ્ધ સ્વભાવ જ પ્રગટ કરશે; તેમ ઉત્તમ પુરૂષો અન્યના અવગુણો સામું જરા માત્ર પણ નહિ જોતાં તેનામાં રહેવા ગુણની જ પ્રશંસા કર્યા કરે છે. અગરના ધૂપને જેમ બાળો તેમ તે સુવાસ જ આપ્યા કરે છે, પાનને જેમ ચાવો તેમ તે રતાશ જ પ્રગટ કરે છે અને શેરડીને ગમે તે રીતે કાપો, છોલો કે ચાવો તો પણ તે દરેક કટકો સ્વાભાવિક રીતે રસ અને મીઠાશ જ આપ્યા કરે છે. એટલે આપણે પણ ઉપરના દ્દષ્ટાંતોથી જરૂર સમજી લેવું ઘટે કે પૂરણરાય મ્હારા બનેવી છે તેથી તેની જીભ ખેંચી લેવાની વાત કરવી એ આપણે માટે બીલકુલ યોગ્ય નથી.”

પોતાના બન્ધુ કુમારપાળની હિત શિખામણ સાંભળી દેવળદેવી શાંત થઇ, પરંતુ “પૂરણરાયે ધર્મની નિંદા કરેલ તે વખતે મેં તેમને ‘જીભ ખેંચી કઢાવું તો ખરી’ એવું કહેલ છે માટે હે બન્ધુ! તેને બદલે કાંઈક નિશાની કરો કે જેથી હવે પછી કોઇ વખત કોઇ ધર્મની હેલણા કરે નહિ.” આ ઉપરથી તેની નિશાની તરીકે પૂરણરાયના ડગલાની પાછળના ભાગમાં જીભના

આકારનું ચિન્હ મૂકાવ્યું, જેને "પોટલીયો" પણ કહે છે. એ રીતે સાક્ષી રાખીને પૂરણરાયને રાજ્ય પાછું સોંપી તેના દેશમાં પહોંચાડ્યા. પૂરણરાયે પણ રાજ્ય પાલન કરતાં પ્રથમ જીવહિંસા પોતાના દેશમાં બંધ કરાવી અને શ્રી જિનવરભાષિત ધર્મનું સેવન કરવા લાગ્યા તેમજ મનમાં નિરંતર ચિંતવવા લાગ્યા કે 'ધન્ય છે રાજા કુમારપાળના અડગ વ્રત–નિયમના પાલનને! અને ધન્ય છે તેમની ધર્મઉપરની અવિચલ પ્રીતિને!'

આ રીતે કુમારપાળ મહારાજાએ ચાર સામાયિક પૈકી પ્રથમ સમકિત સામાયિક શુદ્ધ મને અંગીકાર કરી ને કારણ પડયે જૈન ધર્મની અને ગુરૂની નિંદા કરનાર પૂરણરાયને એટલે પોતાના બનેવીને પણ યોગ્ય શિક્ષા કરી પ્રથમ સમકિત સામાયિક સાચવ્યું. બહુ દ્રવ્ય ખર્ચી આગમના ગ્રંથો લખાવીને તેમજ શ્રુતના બહુમાનપૂર્વક તેનો અભ્યાસ કરીને બીજું શ્રુત સામાયિક સાચવ્યું અને શ્રાવકના બાર વ્રત ધારણ કરીને ત્રીજું દેશવિરતિ સામાયિક સાચવ્યું. એટલે કે:—

**આણ વહી અરિહંતની, કારણ પડયે ન ચલંત;**
**રણે પડિક્કમણું નૃપ કરે, નવિ મને અંશ ખલંત.**

આ પ્રકારે શુદ્ધ ભાવથી અને હૃદયના ઉલ્લાસથી ત્રણ સામાયિક કુમારપાળ રાજા સાચવવા લાગ્યા અને ચોથા સર્વવિરતિ સામાયિક માટે ભાવના ભાવવા લાગ્યા.

આ રીતે નવમા સામાયિક વ્રતનું વિધિયુક્ત કુમારપાળ મહારાજાએ પાલન કર્યું, જેમાં લડાઈનો ગંભીર મામલો છતાં અને વિકટ પ્રસંગ આવી પડ્યો હતો છતાં તેવા કટોકટીના ખરા સમયે પણ સાંજનું "પ્રતિક્રમણ" કરવા ચૂક્યા નહિ. 'અહો! ધન્ય છે એમની ધર્મવૃત્તિને!'

આ હકીકતમાંથી અમૂલ્ય સાર એ જ લેવાનો છે કે–જે નૃપતિને રાજ્યસંબંધી કામકાજ પુષ્કળ હતું, જેમને લડાઇના મોખરે જાતે જ હાજર રહેવું પડતું હતું અને જેમને રાજ્ય વહન કરવાની અનેક પ્રકારની ચિંતા પણ રાખવી પડતી હતી છતાં આત્મકલ્યાણના અર્થે શ્રાવકના દ્વાદશવ્રત ગુરૂસમીપે ભાવપૂર્વક ઉચ્ચરીને દરેક વ્રત અખંડપણે કેવી રીતે પાળ્યા ? આ રહસ્ય અંતરમાં ઉતારી તેને વારંવાર વિચારી આપણે સહુએ જરૂર જાગૃત અવસ્થામાં રહેવું ઘટે છે. આપણે અલ્પ કામ આવી પડતાં તેને ઘણું મોટું રૂપ આપીને સામાયિક–પ્રતિક્રમણ કરવામાં પ્રમાદ કરીએ છીએ અને "ફુરસદ નથી કે બનતું નથી" એવો લૂલો બચાવ કરી આપણું પોતાનું કલ્યાણ કરવામાં પછાત પડીએ છીએ, તે માટે કુમારપાળ મહારાજાનું આ ચરિત્ર વાંચી પ્રમાદને દૂર કરી આવશ્યક ક્રિયા વિગેરે અનુષ્ઠાન શુદ્ધપણે કરી સાંપડેલા સમયનો સદુપયોગ કરી લેવો.

દશમું દેશાવગાસિક વ્રત કુમારપાળ મહારાજાએ યથાવિધિ પાળ્યું. તેઓ વ્રતને જરા પણ દૂષણ લાગવા દેતા જ નહિ. વ્રતભંગ કરવામાં મહાન્ દોષ છે અને તેથી દુર્ગતિમાં જવું પડે છે, એ સત્ય બાબત શ્રી હેમસૂરીશ્વરના ઉપદેશથી તેઓ બરાબર જાણતા હતા. વ્રતભંગ સંબંધે કહ્યું છે કેઃ–

**ઉંડે કૂપે તે પડે, જે કરતો વ્રતભંગ;**
**ભવભવ દુઃખીઓ તે ભમે, દુર્લહો સદ્ગુરૂ સંગ.**

દશમું દેશાવગાસિક વ્રત પાલન કરતા ગમે તેવા સંજોગો અને કારણો ઉપસ્થિત થયા છતાં, કસોટીનો ખરો પ્રસંગ પડ્યા છતાં, કટોકટીનો મામલો આવ્યા છતાં, રાજા

કુમારપાળ લગાર પણ ડગ્યા નહિ અને અડગપણે એ વ્રત કેવી રીતે અને કેવા સંજોગોમાં પાળ્યું ? એ અધિકાર જાણવા જેવો હોવાથી અહીં આપવામાં આવે છે.

કુમારપાળ રાજાએ 'ચોમાસાના ચાર મહિના લડાઈ બીલકુલ કરવી જ નહિ' એવો નિયમ ગુરૂસમીપે ખાસ લીધો હતો. આ બાબત જાહેરમાં આવતાં તે સમયનો લાભ લેવાને મોટું લશ્કર લઇને મોગલ બાદશાહે ગીઝનીથી નીકળી પાટણઉપર ચડાઈ કરી અને પાટણને ઘેરો ઘાલ્યો. આ કારણથી કુમારપાળ રાજાને પાટણપુરીના સર્વ દરવાજા બંધ રાખવા પડ્યાં, જેથી પ્રજાવર્ગ અંદર ને અંદર રહેવાથી મુંઝવણમાં પડી અનેક પ્રકારના તર્કવિતર્ક ચલાવવા લાગ્યો. " કોઇ કહે કે શાંતિથી અંદર ને અંદર બેસી રહીશું તો આપોઆપ મોગલ બાદશાહ થાકી થાકીને ચાલ્યો જશે, તો કોઇ કહે કે મોગલ બાદશાહ જીતી શકાય તેમ નથી તેથી રાજાજી નાસી જવાના છે, તેના જવાબમાં કોઇ કહે કે રાજાજી કદિ નાસે તો નહિ, કેમકે નાસી જાય તો ક્ષત્રિવટ લજ્જા પામે. " આ રીતે વાતો કરતાં લોકો સમય વ્યતીત કરવા લાગ્યા.

નગરના દ્વાર વધારે વખત બંધ રહેવાથી બહારથી કોઈ વસ્તુની આયાત થઇ શકી નહિ, જેના પરિણામે શહેરની અંદર જોઈતી અને જરૂરની વસ્તુઓ જેવી કે અનાજ, ઇંધણ, પાણી વિગેરેની તંગી પડવા લાગી અને હંમેશની ખોરાકપૂરતી ચીજોનો પણ ટૂટો પડવાથી નાગરિક જનસમુદાય ચિંતામાં પડ્યો. છેવટે રાજા કુમારપાળની પાસે આવી વિનંતિપૂર્વક તેઓ નિવેદન કરવા લાગ્યા કે–" હે પ્રજાપ્રિય દયાળુ મહારાજા ! મોગલ બાદશાહે આપણી નગરીને ઘેરો ઘાલ્યો છે,

તેથી આપણી નગરીના દ્વાર તમામ બંધ રખાવ્યા છે તે તો ઠીક છે; પરંતુ તેવી રીતે લાંબો સમય દ્વાર બંધ રહ્યાથી આપણી નગરીમાં અન્ન, પાણી વિગેરેની તંગી પડવાથી મહામુશ્કેલી આવી પડી છે, માટે કૃપા કરી આપ આ બાબતમાં કાંઇ યોગ્ય રસ્તો લાવશો તો જ પ્રજાવર્ગમાં શાંતિ રહી શકે તેમ છે. ”

કુમારપાળ ભૂપાળે સર્વ હકીકત સાંભળ્યા બાદ તે સર્વને કહ્યું કે:—

**ભૂપતિ કહે વ્યવહારી સુણો, નિયમ ગ્રહ્યો મેં સંગ્રામતણો;**
**લીધું વ્રત નવિ કરૂં અશુદ્ધ, ચાર માસ નવિ કીજે યુદ્ધ.**

એટલે કે–“ચોમાસાના ચાર માસ યુદ્ધ–સંગ્રામ નહિ કરવાનો મેં નિયમ લીધેલ છે, જેથી મ્હારા પોતાના ઉપર કે મ્હારા આખા રાજ્યઉપર ગમે તે સંકટો આવી પડે તો પણ મ્હારાથી લીધેલ વ્રતનો ભંગ કદાપિ પણ થશે જ નહિ. ”

રાજાનાં આવાં શબ્દો સાંભળતાં પ્રજાવર્ગ ચિંતામાં પડી ગયો અને ત્યાંથી ઉદયન મંત્રીપાસે જઇને સર્વ હકીકત કહી સંભળાવી. ઉદયન મંત્રીએ શાંતિભર્યો જવાબ આપ્યો અને કહ્યું કે–“ રાજાજીએ જે નિયમ લીધેલ છે તેમાં તો કાંઇ ફેરફાર થવાનો જ નથી; પરંતુ આ બાબતમાં કાંઇક વિચાર ચલાવી જેમ પ્રજાનું હિત થશે તેમ હું પ્રયાસ કરીશ. ” તેમ કહી સર્વને વિદાય કર્યા. સમયના જાણકાર ઉદયન મંત્રીએ આ આવી પડેલ આપત્તિની સર્વ હકીકત શ્રી હેમસૂરિમહારાજને કહી અને વિનંતિ કરી કે–‘ આ આવી પડેલ સંકટ નિર્વિઘ્ને પસાર થઇ જાય તેવું કાંઇક કૃપા કરી કરો. ’

સૂરીશ્વર શ્રી હેમચંદ્રાચાર્યે ઉદયન મંત્રીની હકીકત ધ્યાનમાં લઇ કુમારપાળ રાજાએ યુદ્ધ નહિ કરવાનો નિયમ

લીધેલો હોવાથી રાજાજીને લડાઇ કરવી પડે નહિ અને આવેલું સંકટ શાંત થઈ જાય તે માટે તેમજ જૈન ધર્મની વિશેષ જાહોજલાલી થવાનું કારણ માનીને તરત જ એકાગ્રચિત્તે શ્રી ચક્રેશ્વરી દેવીની આરાધના કરી અને પાટણનગરીઉપર આવી પડેલ સંકટની શાંતિ કરવા વિનંતિ કરી. ગુરૂવચનાનુસાર ચક્રેશ્વરી દેવી મોગલ બાદશાહના સૈન્યમાં આવી અને અને સર્વને નિદ્રાધીન કરીને ગીઝનીનો બાદશાહ જે સ્થળે સુવર્ણમય પલંગમાં સુતો હતો અને જેની ફરતી બહુ પ્રકારે પહેરેગીરો ચોકી ભરી રહ્યા હતા તે સ્થળમાંથી બાદશાહ-સહિત સંદરહુ પલંગ રાત્રે એકદમ ઉપાડ્યો અને જ્યાં કુમારપાળ રાજા સૂતેલા છે તે મહેલમાં તેમની પાસે લાવીને મૂકયો. ત્યારબાદ દેવી અંતર્ધાન થઈ ગઈ.

પ્રભાત પડતાં બાદશાહ જાગૃત થયો અને આમ એકાએક પોતાના સુભટો—પહેરેગીરો વિગેરેને નહિ નિહાળતાં તેમજ પોતાના સૂવાના સ્થાનનો આવી રીતે બદલો થયેલો જોતાં તે એકદમ સ્તબ્ધ—દિઙ્ગમૂઢ બની ગયો અને બોલી ઉઠ્યો કે—“ યે કયા અજાયબ હુઆ ? મૈં કહાં થા ઔર કીધર આયા ? યે રાજાકી બાત કોઇ બડી અજબ તરેહકી દીખાતી હૈ. ઇનકી પાસ જરૂર કોઇ દેવ હોગા, કયોં કી ઇસ બીના એસી બડી બાત હો શકતી નહિ હૈ. અબ મૈં ઇનકે પંજેમેં આકર ફસા ગયા હું. ન જાણે મેરા કયા હાલ હોગા ! જરૂર મોતકે બીના અબ કોઇ રસ્તા રહા નહીં હૈ !!! ” આ રીતની બાદશાહની ચિંતાતુર સ્થિતિ જોઇને રાજા કુમારપાળે મોગલબાદશાહને શાંતિપૂર્વક કહ્યું કે—“ હે બાદશાહ ! આપ મ્હારી સામે રણસંગ્રામ કરવા આવેલા છો, પરંતુ અત્યારે મ્હારે

શરણે આવેલા હોવાથી આપને હણવાની વાત તો દૂર જ સમજવી; પરંતુ આપ આજથી મ્હારા મોટા મિત્ર છો અને મ્હારા એક ખરા સ્નેહી છો તેમ સમજી લેશો."

આ રીતે કુમારપાળ મહારાજાની સ્નેહભરી મીઠી વાણી સાંભળી બાદશાહ ઘણો જ ખુશી થયો અને બોલ્યો કે-"ધન્ય હે આપકો ઔર ધન્ય હે આપકા પ્રેમકો ! મેરે જૈસે શત્રુકે સાસને આપને બહોત રહેમ ઔર પ્રેમ દીખલાયા હ, સો મૈં કભી ભી નહિ ભૂલુંગા. ઔર આજસેં આપ મેરે બડે પ્યારે દોસ્ત હો ઐસા આપને ભી સમજના." આ પ્રમાણે તારીફ કરતો બાદશાહ પોતાની છાવણીમાં આવ્યો અને પછી પડાવ ઉપાડી પોતાના દેશમાં જઇ 'અમારી-પડહ' વગડાવી અનેક જીવોને ઉગાર્યા.

કુમારપાળ ભૂપાળે દશમું દેશાવગાસિક વ્રત આ રીતે યથાવિધિ પાલન કર્યું, જેમાં કારણો અને સંકટો ઉપસ્થિત થતાં પણ મન પરિણામમાં લેશ માત્ર ફેરફાર કર્યો નહિ. અહો ! ધન્ય છે આવા ધર્મિષ્ટ ભૂપતિને !

અગ્યારમા પૌષધવ્રતમાં કુમારપાળ મહારાજા પર્વતિથિએ ગુરૂસમિપે પૌષધ ઉચ્ચરીને ધર્મધ્યાનમાં સમય નિર્ગમન કરતા હતા, પ્રાયે મૌન જ રહેતા હતા. કારણપ્રસંગે ગુરૂમહારાજ સાથે પૃચ્છા કરતા હતા અને પૌષધની સર્વ ક્રિયા યથાવિધિ જયણાપૂર્વક ઉલ્લાસથી કરતા હતા. પ્રમાદનું સેવન કરતા નહિ તેમ દિવસના ભાગમાં નિદ્રાનું ઝોલું પણ ખાતા નહિ; કેવળ જ્ઞાન-ધ્યાનમાં મગ્ન રહેતા હતા. વિકથા તો કરતા જ નહિ. આ પ્રકારે સમતાભાવે પૌષધ કરતા હતા.

સવારે પૌષધ પાર્યા બાદ કુમારપાળ મહારાજા વ્રતધારી શ્રાવકોને પ્રેમપૂર્વક આમંત્રણ કરી ભક્તિવડે સર્વને પારણું કરાવી પછી પોતે પારણું કરતા હતા. તેવી જ રીતે ઉત્તરવારણામાં પણ વ્રતધારી શ્રાવકોની ભક્તિ કરતા હતા.

મહાનુભાવો ! કુમારપાળ મહારાજાને કેટલો વ્યવસાય હશે અને રાજ્યની કેવી કેવી ચિન્તાઓ હશે એનો જરૂર ખ્યાલ કરજો, તે છતાં પણ પૌષધાદિ ધાર્મિકકરણી કદિ પણ તેઓ ચૂકતા જ નહિ એ યાદ રાખી આપણે પણ અવસર મેળવી પૌષધાદિ વ્રત ઉચ્ચરી આત્માનું શ્રેય કરવા ભૂલવું નહિ એ આ હકીકતનો સાર છે.

છેલ્લા બારમા અતિથિસંવિભાગ વ્રતનું પણ કુમારપાળ મહારાજા વિધિસર પાલન કરતા હતા. ભાવસહિત સાધુ–સાધ્વીને નિમંત્રણ કરી તેડી લાવી અનેક પ્રકારની વસ્તુસામગ્રીમાંથી જે કાંઇ વસ્તુનો ખપ હોય તે ઉલ્લાસપૂર્વક વહોરાવી–સુપાત્રદાન આપી પોતે કૃતાર્થ થતા હતા, તેમજ મુનિદાનમાં જે જે વસ્તુ અપાણી હોય તેટલી જ વાપરતા હતા. સંઘભક્તિ પણ બહુ પ્રકારે કરતા હતા. કહ્યું છે કેઃ—

**સાધુ ભલા અને સાધવી, શ્રાવક શ્રાવિકા સોય;**
**સંઘ સકળને પોષતાં, પદવી તીર્થંકર હોય.**

આ પ્રમાણે કુમારપાળ મહારાજાએ બારે વ્રત અંગીકાર કરી ગમે તેવા કષ્ટો પડ્યા છતાં લીધેલું વ્રત લેશ પણ ખંડિત કર્યું નહિ. અહો ! ધન્ય છે એ રાજર્ષિને ! શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞા મુજબ દેશવિરતિ ધર્મ યથાવિધિ પાળી પ્રભુના પગલે ચાલનાર કુમારપાળ ભૂપાળનું ચરિત્ર વાંચી

આપણે પણ જેમ બને તેમ દ્વાદશવ્રત અંગીકાર કરી આત્મ-કલ્યાણ કરવા તત્પર થવું એ આ હકીકતનું રહસ્ય છે.

એક સમયે શ્રી હેમસૂરીશ્વરને વંદન કરવા કુમારપાળ રાજા ઉપાશ્રયે આવ્યા હતા, તે વખતે ગુરૂમહારાજે પોતાના મસ્તકઉપર "ખાસર-વસ્ત્ર"નો (પાણકોરૂં કે વેજાં જેવો) એક જાડો ટુકડો ઢાંકેલો હતો. જે વસ્તુ જોઇને લજ્જા પામી અજાયબ બની કુમારપાળ ભૂપાળે વિનયપૂર્વક પૂછ્યું કે-"હે સૂરીશ્વરજી! આપને મ્હારા જેવા ભક્ત શ્રાવકો છતાં આવો નિર્મૂલ્ય જાડો ખાસરનો ટુકડો મસ્તકે ઓઢવાનું શું કારણ છે? આપ સાહેબ આવો જાડો ટુકડો ઓઢીને બેઠા છો એથી મને ઘણી શરમ થાય છે. કૃપા કરીને જે કાંઈ કહેવા યોગ્ય હોય તે મને કહો." જવાબમાં શ્રી હેમસૂરિ મહારાજ બોલ્યા કે-"આજે હું ગૌચરી અર્થે નીકળ્યો હતો તે વખતે એક ગરીબ શ્રાવકે પ્રેમપૂર્વક બહુ જ વિનંતિ કરી પોતાને ઘરે તેડી જઇને ઉલ્લાસસહિત આ વસ્ત્રનો જાડો ટુકડો વહોરાવેલ છે, તેથી તેના ભાવની પરિણતિ જોઇને આ ટુકડો મેં મસ્તકે ઓઢેલ છે, તેમજ અમારે મુનિને તો કોઈ વસ્તુઉપર મમત્વભાવ હોય જ નહિ, એટલે ઝીણું વસ્ત્ર કે જાડું વસ્ત્ર એ અમારે જોવાનું નથી. અમારે તો વહોરાવનારનો ભાવ કેવો છે તે ખાસ જોવાનું છે. જગતમાં ભાવની પ્રાધાન્યતા છે. ભલે વસ્તુઓમાં ક્ષીર હોય યા ઘેંશ કે રાબડી હોય; પરંતુ ફળની પ્રાપ્તિ ભાવપ્રમાણે જ થાય છે. જે શ્રાવકે આ વસ્ત્રનો ટુકડો મને વહોરાવેલ છે તેણે પોતાની પાસે જે વસ્તુ હતી તે ભાવપૂર્વક ઉલ્લસિત ચિત્તે મને આપેલી હોવાથી તેનો ઉત્તમ ભાવ જોઇને આ વસ્ત્રનો ટુકડો હું ખાસ વાપરૂં છું. વળી

હે રાજન્ ! અનુકૂળ સામગ્રીની છતમાં તો જે કાંઇ લાભ લેવો હોય અથવા જે કાંઇ કરવું હોય તે કરી શકાય છે; પરંતુ વસ્તુના અભાવે-અછતમાં મુનિદાન આપવાની અભિલાષા થવી એ.જ મહાપુન્ય અને મહાભાગ્યની નીશાની છે. કહ્યું છે કેઃ—

**જે નર બહુ ધન પામીયા, સમજ્યા શાસ્ત્રનો મર્મ;**
**તે નવી લક્ષ્મી વ્યય કરે, તો શું સમજ્યા ધર્મ ?**

સમયના જાણકાર સૂરિશ્રી હેમચંદ્રમહારાજે પેલા ગરીબ શ્રાવકના ઘરેથી વસ્ત્રનો ટુકડો વહોરતાં તે શ્રાવકની સાધારણ સ્થિતિનો ખ્યાલ કરી લીધો હતો, તેથી સીદાતા શ્રાવકવર્ગની સ્થિતિ સુધારવાને માટે ખાસ ઉપદેશ આપતાં કુમારપાળ ભૂપાળને જણાવ્યું કે-" જ્યારે તમારા જેવા ધર્મિષ્ટ, પરોપકારી, દયાળુ અને શાસનના રસિક નૃપતિ છતીશક્તિએ સીદાતા સ્વામીભાઇઓની સારસંભાળ નહિ કરે તેમજ દુઃખદ દશા દૂર કરી તેમનો ઉદ્ધાર નહિ કરે તો પછી તેઓની સ્થિતિ કેવી રીતે સુધરશે ? જ્યાં અંધકાર ફેલાયેલો હોય ત્યાં સૂર્ય સિવાય એ અંધકાર કોણ ટાળી શકે ? માટે આપને જો મ્હારા મસ્તકે રાખેલ ખાસર-વસ્ત્રથી ખરેખરી શરમ લાગતી હોય અને હૃદયમાં સાચેસાચી સ્વામીભાઇઓની દાઝ હોય તો મ્હારૂં વચન માન્ય કરી જે કોઈ સીદાતા સ્વામીભાઇઓ હોય તેનો ઉદ્ધાર કરવાનું કાર્ય આજ ને આજ ઉપાડી લ્યો."

ફક્ત સૂરિમહારાજની આટલી વાણી સૂચનારૂપે જ કુમારપાળ ભૂપાળ માટે બસ હતી. કુમારપાળે તુરત જ જે જે દુઃખી સ્વામીભાઈઓ હતા તેમને બહુ ધન આપી વ્યાપારમાર્ગે ચઢાવી દીધા અને પોતાની નગરીમાં શ્રાવકવર્ગ તર-

ફથી જે જગાત-દાણુની આવક હતી તે રકમ તરત જ માફ કરી દીધી અર્થાત્ દરવર્ષે બહોંતેર લાખ સોવન ટકાની જગાત શ્રાવકવર્ગ તરફથી આવતી હતી તે બંધ કરી, સાતે ક્ષેત્રે લક્ષ્મી વાપરવા માંડી અને સીદાતા શ્રાવકસમુદાય માટે ક્રોડ સોનૈયાનો વ્યય કરી નાંખ્યો. કવિ ઋષભદાસ કહે છે કેઃ—

સાધર્મી સીદાતા જાણી, ન કરે તેહની સાર;
તે લક્ષ્મી શું કામની, જેણે નવા કર્યો ઉદ્ધાર.
દીન ઉદ્ધાર નવિ કર્યો, તે ચૂકયા સંસાર;
અતિ ઉંડા ધન ભૂમિ ઘાલ્યે, જાશે નર્ક મોઝાર.

કુમારપાળ મહારાજાએ શુદ્ધ સમ્યકૂત્વ અંગીકાર કરી બાર વ્રત ઉચ્ચરી બારે વ્રતનું બરાબર વિધિસર પાલન કર્યું, સ્વામીભાઇઓના ઉદ્ધાર માટે પુષ્કળ દ્રવ્ય ખરચ્યું અને મહાન્ મહોત્સવો કરી શાસનની શોભા વધારી, તે સાથે સકળ સંઘને પોતાના ગૃહે નિમંત્રી કરી બહુ પ્રકારે સંઘભક્તિ કરી અને સૂરીશ્વરજી શ્રી હેમસૂરિ મહારાજને મણિમુક્તાફળે વધાવી પોતાના આત્માને કૃતાર્થ કર્યો. આવી અપૂર્વ ભક્તિથી અને શાસનની સેવાથી ચૌલુકયવંશી કુમારપાળ ભૂપાળ રાજર્ષિ કુમારપાળના શુભ નામથી જગતમાં વિખ્યાતિ પામ્યા, જેથી તેમણે પોતાનો જન્મ સફળ માન્યો અને હર્ષના આવેશમાં અંતરના ઉદ્ગારોથી સર્વ સમક્ષ બોલી ઉઠ્યા કેઃ—

**દોહરો**—કુમર નરિંદ મુખ એમ કહે, જૈન ધર્મ જગ સાર;
જૈન ધર્મની નિંદા જે કરે, તજીએ તે પરિવાર.
**ચોપાઇ**—તજીએ માતા મૂકી મ્હેર, જેહને જૈન વચનશું વેર;
તજીએ તાત ન કરીએ વાર, જૈન ધર્મ જે કહે અસાર.
તજીએ બંધવ તે પણ સગો, જૈન ધર્મથી જે ઉભગ્યો;

તજીએ ભગિની મૂકી મામ, જેહને ન રૂચે જિનવર નામ.
તજીએ પુત્ર પોતાનો જાણ, જૈન ધર્મની કરતો હાણ;
તજીએ પાપી પુત્રનો વર્ગ, રાય કહે જેમ લહીએ સ્વર્ગ.

જૈન ધર્મ ઉપર કેટલો અખંડ પ્રેમ છે? હૃદયમાં કેટલો ભક્તિભાવ છે? અને શાસનની સાચી દાઝ અંતરમાં કેટલી બધી રહેલી છે? એ એમના અંતરોદ્‌ગારથી સ્પષ્ટ રીતે સહુ કોઈ સમજી શકે તેમ છે; એટલું જ નહિ પરંતુ શ્રાવકને જ પોતાના સાચા બન્ધુ સમજીને કુમારપાળ મહારાજાએ પોતાના રાજ્યમાં જ્યાં જ્યાં ખાલી જગ્યાઓ હતી તે સર્વ ઠેકાણે તેમજ મહેલમાં કે ગૃહકાર્યમાં પણ શ્રાવકવર્ગની ગોઠવણુ કરી દરેકને સારો પગાર બાંધી આપ્યો તેમજ ઘણા સ્વામીભાઇઓને વ્યાપારને રસ્તે ચડાવવા અનેક પ્રકારની મદદ આપી. આખા રાજ્યમાં જૈન-જૈન કરીને સ્વામીભાઇઓની અને શાસનની સાચી સેવા બજાવી.

વાંચક મહાશય ! કુમારપાળ ભૂપાળની આ પ્રકારની સ્વામી-ભક્તિ ખાસ ધ્યાનમાં રાખી આપણાથી બને તે રીતે તન, મન અને ધનથી આપણા સ્વામીભાઇઓનો ઉદ્ધાર કરવા નિરંતર ઉજમાળ થવું, એ અત્યારના સમયમાં ખાસ જરૂરનું છે. આપણે યાદ કરવાનું છે કે સ્વધર્મી બન્ધુવર્ગ સુખી અને સારો હશે તો ધર્મની જાહોજલાલી વિશેષપણે કરી શકશે અને સ્વધર્મીભાઇઓ સારા હશે તો જગતમાં વીરધર્મને અવશ્ય દેદીપ્યમાન કરશે. ખરેખરૂં કહ્યું છે કેઃ—

સ્વામીના સગપણ સમું, અવર ન સગપણ કોય;
ભક્તિ કરો સ્વામીતણી, સમકિત નિર્મળ હોય.

નાંખી બહુ ચિન્તાતુર બનો છો? આપ હિમ્મતવાન, સુજ્ઞ અને જ્ઞાની છો, તો સમજી શકો છો કે મૃત્યુ એ તો સર્વને શિર અવશ્ય ઉભું રહેલું જ છે, તો પછી આપની જેવા બહાદુરને આટલી બધી મૃત્યુની બીક શામાટે?" પ્રત્યુત્તરમાં ધીમે સ્વરે ઉદયન મંત્રી બોલ્યા કે—"હે સુભટો! મને મરણનો ભય બીલકુલ છે જ નહિ, કેમકે મરણને શરણ તો એક વાર સર્વ કોઇને થવાનું જ છે. પછી બીક રાખવી શું કાસની? મને એ દુઃખ કિંચિત્ પણ નથી; પરંતુ મ્હારી જીંદગીમાં આ ચાર કાર્ય થઇ શકયા નહિ તે મને શલ્યની પેઠે સાલ્યા કરે છે, તેથી અંતસમયે એ બાબત યાદ આવતાં મ્હારૂં હૃદય ભરાઇ જાય છે. તે ચાર બાબત તમે સર્વે સાંભળો.

(૧) શ્રી શત્રુંજય તીર્થપર પાષાણનું નવીન જિનાલય કરાવવું—એટલે કે કાષ્ટમય જીર્ણ દેરાસર છે તેનો ઉદ્ધાર કરાવી પાષાણનું કરાવવું."

(૨) શ્રી ગિરનારપર નવીન પાજ બંધાવવી.

(૩) મ્હારા પુત્ર અંબડને દંડનાયક નીમવો.

(૪) અંતસમયમાં ગુરૂસમીપે નીઝામણા કરવી."

આ પ્રમાણે કહીને વળી ઉદયન મંત્રી ઉહાપોહ કરે છે કે—'અહિં રસ્તામાં મ્હારૂં મૃત્યુ થવાની તૈયારી છે અને અંતસમયે મને મુનિદર્શન થયા નહિ. અરેરે! નિર્ગ્રંથમુનિ વગર અંતસમયની આરાધના મને કોણ કરાવશે!" કહ્યું છે કે—

**બાલમરણ આગે કર્યા, જીવે અનંતીવાર;**
**મુનિ દરિસણ વિણ નવિ તર્યો, ન લહ્યો એ ભવપાર.**

અંતસમયમાં પણ ઉદયન મંત્રીની આવી ભાવના જોઇને સર્વે સુભટો શાંત ચિત્તે કહેવા લાગ્યા કે—"આપ

આપના આત્માને પૂર્ણ શાંતિ આપો. અમે ખાત્રીથી કહીએ છીએ કે આપની મુનિદર્શનની અભિલાષા પૂર્ણ કરવા માટે અમે મુનિરાજની શોધ કરી ગમે ત્યાંથી લાવશું."

પછી સર્વે સુભટો વિચાર કરવા લાગ્યા કે–'જ્યાં સુધી ઉદયન મંત્રીને મુનિ મહારાજના દર્શન થશે નહિ ત્યાં સુધી તેમના આત્માને શાન્તિ મળશે નહિ અને અહિં વગડામાં મુનિરાજનો યોગ કયાંથી મળે?' છેવટે વિચાર ચલાવી એક વાચાળ–ચતુર–વંઠ પુરૂષને ગોતી તેને મુનિવેશ પહેરાવી મુનિવરના આચારથી ઉપરચોટીઓ માહિતગાર કર્યો અને ઉદયન મંત્રીની આગળ લાવીને ઉભો રાખ્યો.

તે મુનિએ મંત્રીને ધર્મલાભ આપ્યો અને ઉદયન મંત્રી ઘણો જ હર્ષ પામી કહેવા લાગ્યા કે–" હે કૃપાળુ નિર્ગ્રંથ! આજે આપના દર્શનથી હું ધન્ય–કૃતાર્થ થયો છું. આજે મ્હારા નયનો પવિત્ર થયા છે અને હે ગુરૂજી! આજે આપના આવાગમનથી મ્હારા સર્વ પાપ પલાયન કરી ગયા છે." મુનિવરે ખમતખામણાની યથોચિત વિધિ કરાવી, ચોરાશી-લક્ષ જીવયોનિમાં ભમતાં ભમતાં જે જે પાપ લાગ્યા હોય તેને ખમાવ્યા. રાજકાજમાં કપટબાજીથી મન મેલું કરી માયામૃષાવાદ સેવ્યું હોય, લોભવશ પડી અન્યની લક્ષ્મી અન્યાયથી લેવાણી હોય, કદિ ક્રોધવશ થઇને અન્ય જીવોને દુહવ્યાં હોય અને ભૂલચૂકથી અભિમાનના તોરમાં તણાઇ જવાયું હોય ઇત્યાદિ અઢાર પાપસ્થાનકો સેવ્યાં–સેવરાવ્યાં કે અનુમોદ્યાં હોય તે સર્વ દોષ માટે મિથ્યાદુષ્કૃત ગુરૂસમીપે શુદ્ધ મનથી આપી સર્વને ખમાવ્યા અને છેવટે ચારે આહારના પચ્ચખ્ખાણ કરતાં, શ્રી અરિહંતાદિ ચાર શરણ ચિત્તમાં

ધરતાં અને સમકિત શુદ્ધ સાચવતાં શુભ ધ્યાનવડે કાળ કરી ઉદયન મંત્રી સુરગતિમાં પહોંચ્યા.

ઉદયન મંત્રી માર્ગમાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા. 'અહો ! કાળની અજબ ફાળ છે ! સર્વ કોઈને શિરે જન્મ અને મરણ તો અવશ્ય ઉભેલાં છે. ન્હાય મહેલમાં વસો કે જંગલમાં રહો; પરંતુ મૃત્યુની અવધિ આવી પહોંચતાં કોઈનું કાંઇ ચાલ્યું નથી–ચાલતું નથી અને ચાલશે નહિ.' આ રીતે સૈનિકો પરસ્પર વાતો કરતાં ને દિલગીર થતાં અનુક્રમે પાટણપુરી આવી પહોંચ્યા અને કુમારપાળ ભૂપાળ સમક્ષ લડાઈમાં જીત મેળવ્યાની હકીકત નિવેદન કરી. તે સાથે ઉદયન મંત્રીના અવસાનની હકીકત પણ શોકમય હૃદયે કહી સંભળાવી.

કુમારપાળ મહારાજાને પણ મનમાં બહુ જ લાગી આવ્યું; પરંતુ સુભટો પાસેથી તેની અંતસમયની શુભ ભાવના જાણીને રાજાએ કહ્યું કે–"હે સુભટો ! આવા પુરૂષને ખરેખર ધન્યવાદ ઘટે છે અને આવા પુરૂષો તો જગતમાં સ્તુતિને પાત્ર જ બને છે કે જે પોતાનું સંપૂર્ણ આત્મહિત સાધીને આત્મકલ્યાણ કરી સ્વર્ગમાં સીધાવ્યા. કહ્યું છે કેઃ—

**જીવ્યા તે જગ જાણીએ, જેણે જાણ્યો પરલોક;**
**તે માટે મંત્રીતણો, કોઇ ન કરશો શોક.**

આ રીતે કહી સર્વ સુભટોને દિલાસો આપી રજા આપી.

મંત્રી ઉદયનને અંતસમયમાં આરાધના નિમિત્તે જે વંઠપુરૂષને કૃત્રિમ ચારિત્રીના વેશથી ભાડુતી તરીકે ઉભો રાખ્યો હતો તે મંત્રીના મૃત્યુ પામ્યા પછી મનમાં વિચાર કરવા લાગ્યો કે–"અહો ! આ વેશનો મહિમા તો અપૂર્વ જણાય છે કે જે વેશના પ્રતાપથી હું વંદાણો–પુજાણો, મંત્રી ઉદયન

જેવો મોટો પુરૂષ પણ મને પગે લાગ્યો અને સર્વ જનો જેના પસાયે મ્હારો શુભ સત્કાર કરવા લાગ્યા; આવો ઉત્તમ વેશ અનાયાસે મને મળી ગયો છે તેનો જો હું ત્યાગ કરૂં તો મ્હારા જેવો મૂર્ખ બીજો કોણ કહેવાય? જો ગર્દભને જુવારી ખવરાવીએ છતાં તે ખાય નહિ અને ભૂખ્યો રહે તો તેના જેવી મૂર્ખાઈ બીજી કઇ કહેવાય? દરિદ્ર પુરૂષને મહામૂલ્યવંત રત્ન હાથ લાગ્યું હોય છતાં તે ન સાચવે તો તેના જેવો મૂર્ખ બીજો કોણ ગણાય? અરે! મરૂદેશમાં પુન્યયોગે ગંગાજળ પામીએ છતાં તે પીવાય નહિ અગર તો તેનાથી શરીરની નિર્મળતા પણ કરાય નહિ તો પછી મૂર્ખાઇ સિવાય બીજું શું માની શકાય?"

ઉપર પ્રમાણે અંતરમાં ઉંડી વિચારણા કરતો અને ચારિત્રનો વેશ એ કાંઇ અજબ પ્રભાવશાળી વસ્તુ છે એમ સમજતો વંઠપુરૂષ વળી વિચારે છે કે—"હું હલકી જાતિમાં રહેનારો, હલકું કાર્ય કરનારો અને અવળા માર્ગે જનારો એવાને આ વેશ કોઈ મહાપુન્યના ઉદયથી પ્રાપ્ત થયેલ છે, તો હવે તેને યથાવિધિ પાલન કરીને સાચવી રાખું તો જ મારૂં ખરૂં પંડિતપણું કહેવાય. આ સંસારમાં કર્મરાજાએ બહુ નચાવ્યો, પરંતુ તેમાં આ વેશ—આ ચારિત્ર તો કોઈ વખતે હાથમાં આવ્યું જ નહોતું. આ તો સહેજે ભાંડુતી તરીકે ભાવવગર સાંપડયું છે; પરંતુ હવે તો વિવેકબુદ્ધિથી લીધેલો વેશ બરાબર ભજવવો એ જ ઘટિત છે."

વળી તે વંઠપુરૂષ વિચારે છે કે—"નટડીમાં આસક્ત થયેલ એલાચીકુમાર વંશઉપર નાચતાં નાચતાં મુનિરાજને એક ગૃહે એક સુંદરી મોદક વહોરાવતી હતી તે જોતાં અને તે મુનિરાજની અવિકારી—શાંત મુખમુદ્રા નિહાળતાં તેમજ તે

મુનિશ્રીના ચારિત્રધર્મની અનુમોદના કરતાં ત્યાં જ કેવળજ્ઞાન પામ્યા. અહો ! ચારિત્રની જગતમાં બલિહારી છે ! અષાઢાભૂતિ જેવા પણ અંતે આ ચારિત્રથી આત્માનું પરમ કલ્યાણ કરી ગયા અને જંબૂસ્વામીને ઘરે ચોરી કરવાની ઇચ્છાએ આવનારો પાંચ સો ચોરના નાયક પ્રભવે–તે જ રાત્રિએ જંબૂસ્વામી પોતાની આઠે નવપરણીત નારીઓને સંસારની અસારતા સંભળાવતા હતા–સમજાવતાં હતા તે સાંભળી તેમજ ચારિત્ર એ જ મહાઉત્તમ વસ્તુ હોવાથી પ્રભાતે ચારિત્ર ગ્રહણ કરવાની હકીકત સાંભળી પાંચ સો ચોરસહિત ચારિત્ર લેવા ઇચ્છા કરી અને પ્રભાતે જંબૂસ્વામીની આઠે નવપરણીત યુવતીઓ–જંબૂસ્વામીના માતપિતા–આઠે સ્ત્રીઓના માતપિતા અને જંબૂસ્વામીસહિત એક સાથે પાંચ સો સત્તાવીશ જણા ચારિત્ર લેવા ભાગ્યશાળી થયા. આ રીતે ચારિત્રના પસાયથી અનેક પુરૂષો અને સ્ત્રીઓ સંસારસમુદ્રનો પાર પામી ગયાના દૃષ્ટાંતો શાસ્ત્રમાં છે. આવું રત્નચિંતામણિ સરખું ચારિત્ર મહાપુન્યના ઉદયે કરીને મ્હારા હસ્તમાં અનાયાસે આવી ગયું છે તો તેને સંપૂર્ણ રીતે પાળવું એ જ શ્રેષ્ઠ છે.”

ઉપદેશમાળામાં કથન છે કે–‘ વેશ પહેર્યો હોય તો પાપકાર્ય કરતો શંકા ખાય, વેશ પહેર્યો હોય તો કુમાર્ગે જતો અટકી જાય અને વેશવડે ધર્મની આરાધના પણ થાય; માટે વેશ પણ ઉત્તમ છે, એમ શ્રી કેવળી ભગવંતનું ફરમાન છે.’

આ ચારિત્રના વેશથી આત્માનો ઉદ્ધાર કરી ગયાના દાખલાઓ શાસ્ત્રોમાં અનેક છે. તેમાં પણ સંપ્રતિ રાજાની હકીકત સાંભળવા લાયક, અનુમોદવા લાયક અને ચારિત્ર–વેશની પુષ્ટિદાયક હોવાથી સંક્ષેપમાં કહેવામાં આવે છે.

સંપ્રતિ રાજાનો જીવ પૂર્વભવે એક કંગાળ-દુઃખી ભિખારી હતો. જે સદા માગી માગી-ટુકડો ટુકડો ઉઘરાવીને મહામુશ્કેલીથી પેટપૂર્તિ કરી શકતો હતો. આ સમયે મોટો દુષ્કાળ પડ્યો કે જે દુષ્કાળના વખતમાં લોકોને સખ્ત મોંઘવારીના સબબે આજીવિકા-નિર્વાહ પણ પરાણે થઈ શકે તેમ હતું. તેવા વખતમાં આ ભિખારી ખાવા માટે વલખાં મારતો બારણે બારણે ભટકયા કરે છે, તાપ સહન કરતો, ટુંકારા ખાતો ખાતો સર્વ સ્થળે માગ્યા કરે છે; પરંતુ દુષ્કાળને લીધે રોટલાનો ટુકડો પણ પ્રાપ્ત થતો નથી.

એ સમયે પોતાની તો આ સ્થિતિ થઈ રહી છે, પરંતુ ચારિત્રધારી મહાપુન્યશાળી મુનિવરો તે નગરમાં ગોચરી અર્થે નીકળતાં તેમને તો બહુ જ ભાવભક્તિપૂર્વક બહુ પ્રકારની વસ્તુઓ વહોરાવતાં બહુ લોકોને આ ભિખારીએ દૂરથી ઉભા ઉભા જોયા. જે જોતાંની સાથે જ તે ભિખારી જે મુનિ વહોરીને નીકળ્યા તેમની પછવાડે પડ્યો અને પૌષધશાળાએ મુનિવરે જતાં હતા તેમની પાછળ પાછળ ખાવાનું માગતો બૂમ પાડતો ચાલવા લાગ્યો અને દીન વદને કહેવા લાગ્યો કે-' હે સ્વામી! હું ભૂખ્યો રહી શકતો નથી, ભૂખવડે મને બહુ દુઃખ થાય છે; માટે કૃપા કરીને આપની પાસે જે છે તેમાંથી કટકો પણ મને ખાવા માટે આપો. ''

મુનિરાજે જણાવ્યું કે-' હે ભાઇ! અમને શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞા નથી; માટે અમારાથી આપી શકાય તેમ નથી, તમે ગૃહસ્થીને ઘરે જઇને માગીને ખાઓ. '' આમ કહેવાં છતાં પણ પેલો ભિખારી તેટલેથી નહિ અટકતાં પૌષધશાળાને બારણે આવીને બેઠો.

મુનિરાજ ગોચરી લઈને ઉપાશ્રયમાં ગયા અને વિવેકપૂર્વક ગોચરી ગુરૂમહારાજને બતાવી આલોચણા કર્યા બાદ કહેવા લાગ્યા કે-" હે ગુરૂજી ! આ ઉપાશ્રયના દ્વારે એક ભિક્ષુક બેઠો છે, જે બહુ જ ભૂખ્યો છે અને ભૂખથી બહુ જ દુઃખી દેખાય છે. મ્હારી પાછળ ખાવાનું માગતો અહિં સુધી આવ્યો છે અને એ ભૂખ્યાની વાત સાંભળતાં બહુ દયા ઉપજે તેમ છે." આ હકીકત સાંભળી ગુરૂમહારાજે તે ભિખારીને અંદર બોલાવ્યો અને પૂછ્યું કે-' અહિં શામાટે આવ્યો છે ?' જવાબમાં તે ભિખારી બોલ્યો કે-" મહારાજ ! હું બહુ જ ભૂખ્યો છું, માટે દયા લાવી મને ખાવાનું આપો. તો હું નિરાંતે પેટ ભરીને ખાઉં."

ગુરૂમહારાજ બોલ્યા કે-" અરે ભિખારી ! જો તું અમારા જેવો થઈ જા એટલે અમે ચારિત્ર-વેશધારી છીએ તેવો વેશ પહેરી અમારા સરખો થઈ જા તો પછી તને ખાવા માટે આહાર આપી શકીએ." તે ભિખારી બોલ્યો કે-" હે મહારાજ ! એ બાબતમાં કાંઈ વિલંબ ન કરો, આપને જે કરવું હોય તે કરો, પણ મને ખાવાનું પેટ ભરીને આપો." આ સાંભળતાં ગુરૂમહારાજાએ તે ભિખારીના મસ્તકના કેશનો લોચ કરી તેને ચારિત્રનો વેશ આપ્યો અને પછી બહુમાનપૂર્વક ખૂબ ખાવાનું આપ્યું.

તે ભિક્ષુકને ઘણા દિવસની ક્ષુધા લાગેલી હોવાથી તેમજ આવું મિષ્ટભોજન કોઇ વખત મળેલ નહિ હોવાથી નિરાંતે બેસીને તેણે ખૂબ ખાધું અને ઘણા દિવસના ભોજનની ભૂખ એક સાથે પૂરી કરી; પરંતુ વધારે આહારના પરિણામે રાત્રે પેટમાં વ્યાધિ ઉત્પન્ન થઇ અને આકુળવ્યાકુળ થવા લાગ્યો,

જે સ્થિતિ જોતાંની સાથે જ ઘણા મુનિવરો અને શ્રાવકો ઔષધ-ઉપચાર કરવા લાગ્યા, હાથ-પગ ને મસ્તક દાબવા લાગ્યા, બહુ પ્રકારની વૈયાવચ્ચ કરવા લાગ્યા. આ રીતે બહુ પ્રકારની ભક્તિ થતી જોઇને તે ભિક્ષુક એટલે નવદીક્ષિત સાધુ હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે-" અહો ! આ વેશનો તો મહિમા અપૂર્વ જણાય છે. અહો ! આ વેશની કિંમત અમૂલ્ય લાગે છે અને આ વેશમાં અજબ ચમત્કાર રહેલો જણાય છે."

એક રાત્રિની વ્યાધિમાં અનેક પ્રકારની વૈયાવચ્ચ કરતા મુનિઓ અને શ્રાવક સમુદાય નીરખીને તે નવદીક્ષિત મુનિ વિચાર કરે છે કે-" જે શેઠીઆઓના ગૃહદ્વારે હું માંગવા જતો હતો ત્યારે જે માંડ માંડ ટુકડો ફેંકી દેતા અગર ધમકી દઇને બહાર કાઢી મૂકતા તે જ શેઠ-શાહુકારો મ્હારી ઉત્તમ પ્રકારની વૈયાવચ્ચ કરી રહ્યા છે, એથી ખરેખર આ વેશની બલિહારી છે અને આ ચારિત્ર વસ્તુ ઉત્તમમાં ઉત્તમ છે. મ્હારો કોઈ પ્રબળ પુણ્યનો ઉદય થયો સમજું છું કે આ વેશ-આ ચારિત્ર મને ઉદયમાં આવી ગયું." આ રીતે ચારિત્રની અનુમોદના કરતાં શુભ ધ્યાનવડે કાળધર્મ પામીને તે ભિક્ષુકનો જીવ એક જ દિવસના ચારિત્રથી કુણાલરાજાનો પુત્ર સંપ્રતિ નામે થયો કે જેમણે સવાકરોડ જિનબિંબ ભરાવ્યા અને સવાલાખ જિનમંદિર કરાવી શાસનનો મહાન્ ઉદ્યોત કરી જગતમાં અવિચલ નામના રાખી.

આ પ્રકારે આ ચારિત્રનો વેશ મહાન્ ઉત્તમ જાણીને તે વંઠપુરૂષ કે જેણે પ્રથમ તો ઉદયન મંત્રીના આત્માની શાંતિ નિમિત્તે બીજાઓના કહેવાથી ભાડુતી તરીકે મુનિવેશ પહેર્યો હતો, તેણે લીધેલો વેશ અખંડપણે રાખ્યો અને

ચારિત્રધર્મ પાળી, છેવટે શ્રી ગિરનાર પર્વતઉપર જઈને આત્મકલ્યાણાર્થે સમતાભાવે જ્ઞાનધ્યાનમાં મગ્ન રહીને પૂર્વકૃત કર્મોને હઠાવવા માટે અને આત્માને નિર્મળ-શુદ્ધ કરવા માટે સાઠ ઉપવાસની તપસ્યા કરી. અંતે કાળધર્મ પામી તેણે સદ્‌ગતિના સુખ પ્રાપ્ત કર્યાં.

ઉદયન મંત્રીના અંતસમયે મંત્રીને ચાર બાબત પૂર્ણ કરવાની જે ઇચ્છા રહેલી હતી તેમાં મુનિવરસમીપે આલોચણ લેવાની બાબત તો પાસે રહેલા સુભટોએ એક વેશધારી વંઠપુરૂષને હાજર કરી પૂરી કરી, પરંતુ ત્રણ બાબત મંત્રીની ઇચ્છાનુસાર પરિપૂર્ણ કરાવવા માટે તે વખતે પાસે રહેલા સુભટોએ કબૂલ કર્યું હતું કે-'આ ત્રણ કાર્ય તમારા સુપુત્રો આહડ અને અંબડ જરૂર પૂરાં કરશે.' એ આપેલાં વચન સુજબ સર્વ સુભટો આહડ મંત્રીપાસે આવ્યા અને ઉદયન મંત્રીના અવસાનસંબંધી શોક પ્રદર્શિત કર્યા બાદ તેમની અંતસમયની જે જે ઈચ્છાઓ હતી તે કહી સંભળાવી અને કહ્યું કે-"તેમણે કહેલાં ત્રણ કાર્યો (૧) શ્રી શત્રુંજય તીર્થઉપર નવીન પાષાણમય ભવ્ય જિનાલય કરાવવું, ( ૨ ) શ્રી ગિરનાર પર્વતની પાજ બંધાવવી અને (૩) અંબડને દંડનાયક સ્થાપવો. એ મહાન્ કાર્ય માટે અમોએ આપના પિતાશ્રી પાસે કબૂલ કર્યું છે કે-'આ સર્વ કાર્યો આપના પુત્રો પૂરાં કરશે.' માટે આ કાર્યોની તાકીદે શરૂઆત કરીને આપના પિતાની યોગ્ય ઈચ્છાઓ પાર પાડી અંતસમયે તેમણે બતાવેલી ઇચ્છા પૂરી કરવી એ જ આપસરખા સુપુત્રોની ફરજ છે અને આપના પૂજ્ય પિતાશ્રીના આત્માને શાંતિ અર્પવાનો એ જ ઉત્તમ માર્ગ છે."

જગતમાં સુપુત્રો એ જ કહેવાય છે કે જેઓ પોતાના

પિતાની ખ્યાતિ–કીર્તિ અને નામના વધારે. જુઓ !

ઋષભતણે કુળ ભરત ભલેરો, દશરથને કુળ રામ;
પાંડુને કુળ પાંડવ સરીખા, જેણે રાખ્યા જગ નામ.
કીર્તિધર કુળ હુઓ સુકોસળ, સિદ્ધારથ કુળ વીર;
વસુદેવ કુળ કૃષ્ણ સરીખા, તસ કુળ ઢંઢણ ધીર.
ત્રિભુવનપાળતણે કુળ દીવો, જીવો કુમર નરિંદ;
ચાંગિલ શેઠતણે કુળ દીવો, નામે હેમ સૂરીંદ.
શ્રેણિકની આજ્ઞા શિર ધરતો, અભયકુમાર જ જેમ;
કુણાલને કુળ સંપ્રતિ રાજા, સમુદ્રવિજય કુળ નેમ.
અશ્વસેન કુળ પાર્શ્વકુમાર, ગોભદ્ર કુળ શાળી–હંસ;
સોઇ સરીખા તુમે થાઓ સુપુત્રો, અજવાળો તુમ વંશ.

'આપના પિતાની ઇચ્છા પૂર્ણ કરવા–પિતાએ અંતસમયે કહેલી બાબત સફળ કરવા પ્રથમ તો આપ શ્રી શત્રુંજય તીર્થપર જઇને નવીન જિનભુવન કરાવી તીર્થનો ઉદ્ધાર કરો.' આ હકીકત સાંભળ્યા બાદ તરત જ બાહડ મંત્રી કુમારપાળ મહારાજાની રજા લઇને શ્રી શત્રુંજય તીર્થપર આવ્યા. શ્રી આદીશ્વર ભગવાનને ભેટી દ્રવ્ય–ભાવપૂજાપૂર્વક અપૂર્વ ભક્તિ કરી શુભ મુહૂર્તે શ્રી જિનભુવન માટે પાયો ખોદાવ્યો. તે વાત સર્વત્ર ફેલાતાં ઘણા યાત્રાળુઓ શ્રી સિદ્ધગિરિને ભેટવા માટે આવી પહોંચ્યા.

ઘણા દેશના ધનાઢ્ય શ્રાવકો બાહડ મંત્રીપાસે આવ્યા અને કહેવા લાગ્યા કે–" શ્રી શત્રુંજય તીર્થોદ્ધારનું મહાન્ કાર્ય આદરી આપશ્રીએ ખરેખર આપના આત્માનો ઉદ્ધાર કર્યો છે. આપ મહાભાગ્યશાળી છો અને મહાપુન્યશાળી છો.

કે જેમના શુભહસ્તે લક્ષ્મીનો સદ્વ્યય ઉત્સાહપૂર્વક આવા જીર્ણોદ્ધારનાં કાર્યમાં થઇ રહ્યો છે.”

આ રીતે ઉત્તમ કાર્યની અનુમોદના કર્યા બાદ સર્વ શ્રાવકો નમ્રતાપૂર્વક ઉલ્લસિત ચિત્તથી બાહડ મંત્રી આગળ વિનંતિ કરવા લાગ્યા કે—“ આ ઉત્તમોત્તમ તીર્થોદ્ધારના મહાન્ કાર્યમાં આપ તો અપૂર્વ લ્હાવો અને લાભ આપની જ લક્ષ્મી-વડે લઇ રહ્યા છો; પરંતુ કૃપા કરીને અમને પણ આ તીર્થો-દ્ધારનો થોડો લાભ મળે એ હેતુએ અમારૂં થોડુંઘણું દ્રવ્ય આ મહાન્ પુન્યના કાર્યમાં લઇને અમને પાવન કરો અને અમારી ભાવના પૂરી કરો એવી અમારી અભ્યર્થના છે.”

સર્વ સ્વધર્મીબન્ધુઓની આ પ્રમાણેની ઇચ્છા અને લાગણી જાણીને બાહડ મંત્રીશ્વરે તરત જ ટીપ શરૂ કરી અને થોડા વખતમાં રકમો ઉપર રકમો ચડતા ભાવે ભરાવા લાગી. આ સમયે “**ટીમાણા**” નામે ગામડાનો રહેવાશી “**ભીમો કુંડલીયો**” પણ શ્રી શત્રુંજયતીર્થની યાત્રા કરવા આવ્યો હતો. શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા—સ્તવના કર્યા બાદ સકળ સંઘ એકત્રિત જોઇને તે પણ ત્યાં આવ્યો અને શું કાર્ય ચાલે છે? એ જોવાની ઇચ્છાથી અંદર પેસવા લાગ્યો; પરંતુ ભારે ભીડના કારણે અંદર જઇ શક્યો નહીં. તેની અંદર આવવાની તીવ્ર ઇચ્છા બાહડ મંત્રીશ્વરે દૂરથી જાણી લીધી, જેથી તરત જ એક માણસ મોકલી ગડદીમાંથી જગ્યા કરાવી તેને તેડી લાવીને પોતાની પાસે બેસાડ્યો.

થોડીવાર પછી સદરહુ ટીપ શરૂ થયેલી તેમાં સહુ કોઇ કાંઈ ને કાંઈ રકમ મંડાવા લાગ્યા. આ જોઈને ભીમા કુંડલી-યાને પણ હૃદયમાં ભાવના જાગૃત થઇ; પરંતુ જ્યાં મોટી

મોટી રકમો ઉપર રકમો લખાતી હોય ત્યાં પોતાની ગરીબાઇને લીધે અલ્પ રકમમાં શું બોલવું? એવા કારણથી બોલતા અચકાતો હતો. વિચક્ષણ બાંહડ મંત્રીએ ભીમાનો ભાવ જાણી લીધો અને તેને પ્રેમપૂર્વક કાંઈ ભરાવવું હોય તો તે માટે જે કાંઈ કહેવું હોય તે સુખેથી કહેવા કહ્યું. ભીમો શરમીંદો બની ગયો અને પોતાની નિર્ધન અવસ્થા માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. હૃદયમાં વિચારવા લાગ્યો કે-"ધન્ય છે આવા પુન્યશાળી પુરૂષોને કે જેઓ મળેલી લક્ષ્મીનો સુવ્યય આવી મોટી મોટી રકમો ખર્ચીને કરી રહ્યા છે! હું પામર પ્રાણી પૈસા વગરનો શું લખાવું? અરે! આવી અલ્પ રકમમાં શું મંડાવું? છતાં મંત્રીશ્વરે મ્હારા ઉપર કૃપા કરી મ્હારી ગણત્રી સર્વની સાથે સાચવી છે તો શરમ છોડીને સર્વ હકીકત કહીને જે રકમ આપવી છે તે આપી દઉં."

પછી બાહડ મંત્રીશ્વર અને સકળ સંઘસમુદાય સમક્ષ ભીમા કુડલીયાએ કહ્યું કે-"હું ટીમાણા ગામનો રહેવાશી છું. મ્હારૂં નામ ભીમો છે. હું ઘીની કુડલી લઇને ફેરી ફરતો હોવાથી ભીમો કુડલીયો એ નામથી ઓળખાઉં છું. હું પુન્યહીન પ્રાણી છું, દ્રવ્યવગરનો છું, મહેનત-મજુરી કરીને ખાઉં છું, રહેવાનું ઘર પણ જીર્ણ હાલતમાં હોવાથી ઘરની બહાર ફળીયામાં પડ્યો રહું છું અને ફેરી કરતાં કરતાં આપ સર્વનું આ પવિત્ર ગિરિવરઉપર આવાગમન સાંભળી જેમ તેમ કરી શ્રી સિદ્ધગિરિની યાત્રા કરવાના ભાવથી તેમજ સકળ સંઘના દર્શન કરવાની ઉત્કંઠા થવાથી અહિં આવી ચડ્યો છું, મ્હારી પાસે ફક્ત છ દ્રામની મુડી છે."

ભીમાએ વળી વિશેષ કહ્યું કે-"ઘીની ફેરી કરતાં એક

દ્રામ અને એક રૂપિયો પ્રાપ્ત થયો છે, જેમાંથી એક રૂપિયાના તો પુષ્પ લઇને પ્રભુપૂજા પ્રેમપૂર્વક કરી અપૂર્વ લાભ મેળવ્યો છે અને તીર્થોદ્ધારની આવી ટીપ થતી જોઈને મને પણ ભાવ થવાથી આપશ્રીને વિનંતિપૂર્વક કહું છું કે–' કૃપા કરી આ ટીપમાં મ્હારા સાતે દ્રામ લખો અને આવા મહાન્ પુન્યના કાર્યમાં મ્હારા જેવા ગરીબ પામર પ્રાણીને કાંઇક લાભ મળે તેમ કરો." હૃદયમાં ભક્તિભાવ અને ઉલ્લાસ ઉત્પન્ન થવાથી ભીમો બોલી ઉઠ્યો કે–"અહો ! ધન્ય છે આ પુન્યશાળી અને મહાભાગ્યશાળી મંત્રીશ્વરને ! અને ધન્ય છે અત્રે બિરાજિત મ્હારા સ્વધર્મી બન્ધુવર્ગને કે જેમણે તીર્થોદ્ધારના કાર્યમાં ઉદારચિત્તે ઉલ્લસિત થઈને લક્ષ્મીનો સદ્વ્યય મોટા પ્રમાણમાં કરી મહાન્ લાભ મેળવવા માંડ્યો છે ! અરે ! હું નિર્ધન કાંઇ કરી શકતો નથી." આ પ્રમાણે કહીને ભીમાએ સાતે દ્રામ લખાવ્યા. એ સાંભળતાં જ બાહડ મંત્રીશ્વર અનુમોદન આપતા બોલ્યા કે–" ધન્ય છે આ પુરૂષને ! અને ધન્ય છે એની ઉદાર ભાવનાને કે જેણે પોતાની પાસે જે કાંઇ માયા–મુડી હતી તે સર્વ સમર્પણ કરી દીધી છે ! ખરેખર દૈવ–વિધિ કે કર્મરાજા કેવો અવળો છે કે આવા શુદ્ધ–સાચા શ્રાવકને આવી નિર્ધન અવસ્થામાં રાખેલ છે, પરંતુ મને લાગે છે કે આ શ્રાવકની શુદ્ધ ભાવના અને વિશુદ્ધ પ્રેમ જોતાં જરૂર તે થોડા સમયમાં સુખી થવો જોઇએ; કારણ કે જેઓ નિર્લોભી હોય છે અને પુન્યના કાર્યની અનુમોદન કરવાવાળા હોય છે તેવા પુરૂષો પ્રાયે કરીને નિર્ભાગી રહેતા જ નથી. શાસ્ત્રમાં નમિ–વિનમિની હકીકત સાંભળતાં એ જ રહસ્ય નીકળે છે કે ' પ્રભુશ્રી ઋષભદેવ ભગવાન પાસે–પ્રભુએ દીક્ષા લીધા બાદ નિરંતર તે બન્ને

પોતાના ભાગની માગણી કરતા હતા; પરંતુ પ્રભુ તો નિર્ગ્રંથ અણગાર હોઇને કાંઇ આપી શકે તેમ નહોતા તેમ કાંઇ ઉત્તર પણ આપતા નહોતા. નમિ અને વિનમિએ સાચા દિલથી સેવા-ઉપાસના ચાલુ રાખી, માગણી પણ ચાલુ રાખી, એ શુદ્ધ ભક્તિથી આકર્ષાઇ છેવટે ઋષભપ્રભુના પરમભક્ત ધરણેંદ્રે અડતાલીશ હજાર વિદ્યાઓ સાથે વૈતાઢ્યનું રાજ્ય તેમની ભક્તિથી સંતુષ્ટ થઇ નમિ-વિનમિને આપ્યું. એટલે શ્રી ભગવંતની ભાવપૂર્વક આદરેલી ભક્તિનાં ફળ તો અપૂર્વ અને અચિંત્ય જ સમજવા. આ ભીમો કુડલીયો પણ આગળ જતાં જરૂર ભાગ્યવંત નીવડશે."

ભીમા કુડલીયાની સર્વસ્વ સમર્પણની હકીકત જાણી તુરત જ બાહડ મંત્રીએ જે ટીપ તે સ્થળે શરૂ થયેલી હતી તે ટીપમાં ભીમાના સાત દ્રામ લખતાં તેનું નામ ટીપને મથાળે સર્વથી પહેલું દાખલ કર્યું. આમ કરવાથી જેઓએ હજારોની રકમો મંડાવી હતી તે પૈકી કોઇએ પૂછયું કે-'હે મંત્રીશ્વરજી ! આપે આ ફક્ત સાત દ્રામ આપનારનું નામ સૌથી પહેલું લખી કાઢયું તેનું શું કારણ છે? તેથી તો શતગણી અને સહસ્રગણી રકમો લખાવનારા અહિં ઘણા ભાગ્યવંત પુરૂષો છે.' તેના જવાબમાં બાહડ મંત્રીએ સકળ સંઘસમુદાય સમક્ષ વિવેચનસહિત કહી બતાવ્યું કે-"જુઓ ભાઇઓ ! આ તીર્થોદ્ધારની ટીપમાં આપ સર્વેએ ઉલટથી જે જે રકમો મંડાવી છે તે આપ સૌ સૌની મુડીના પ્રમાણમાં માત્ર અલ્પ ભાગે મંડાવી હશે એ તો સહુ કોઇ પોતપોતાની મેળે સમજી શકે તેમ છે; જ્યારે આ ભીમો કુડલીયો કે જેની આર્થિક સ્થિતિની સર્વ હકીકત આપણે સહુએ સાંભળેલી છે, તેણે સાતે દ્રામ એટલે કે પોતાની માયા-મુડી સર્વ આપી દીધી છે,

એથી કરીને એવા પુરૂષરત્નનું નામ પ્રથમ લખવામાં આવ્યું છે.”

ભીમા કુંડલીયાની આવી ભાવપૂર્વક ભક્તિ નિહાળીને તેમજ ઉદારવૃત્તિ જોઈને સર્વ શ્રેષ્ઠીઓ તેને અનુમોદન આપવા લાગ્યા અને બાહડ મંત્રીએ ભીમાની સાધારણ સ્થિતિના કારણે ફક્ત પોતાનો સ્વધર્મીબન્ધુ સુખેથી નિર્વાહ ચલાવી શકે એ હેતુથી પાંચ સો સોનામહોરો ભીમાને આગ્રહપૂર્વક આપવા માંડી, જેનો સ્વીકાર ભીમાએ બીલકુલ કર્યો નહિ અને સંઘ-સમુદાય તથા બાહડ મંત્રીશ્વરની રજા લઈને તે પોતાને ઘરે જવા માટે નીકળ્યો.

રસ્તામાં ભીમો વિચાર કરવા લાગ્યો કે-“ ઘરે તો જાઉં છું; પરંતુ હું તો ઘીની ફેરી કરવા ઘરેથી નીકળ્યો હતો તેમાં ભાવની પરિણતિ જાગ્રત થવાથી શ્રી શત્રુંજયની યાત્રા કરી મારા-મુડી ટીપમાં લખાવી દીધી તે તો ઉત્તમ કાર્ય થયું; પરંતુ મુડીવગરનો નિર્ધન ઘરે જઈશ કે તુરત જ પેલી સ્ત્રી વઢશે પણ ખરી અને વળી વાચાળ હોવાથી પૂછતાંની સાથે ઉધડો પણ લેશે ખરી.” આ પ્રમાણે વિચારતો તે ઘરે પહોંચ્યો અને તેના મનમાં જે કલ્પના હતી તે જ પ્રમાણે શરૂઆત થઈ. ભીમાની સ્ત્રી બહુબોલકી હોવાથી પ્રથમ તો ‘ ક્યાં ગયા હતા ? મોડા કેમ આવ્યા ? શું રળ્યા ? ’ વિગેરે પૂછવા માંડયું. જેના જવાબમાં ભીમાએ શાંતિપૂર્વક સમજાવીને કહ્યું કે-“ હું પુન્યયોગે શ્રી શત્રુંજયની યાત્રા કરી આવ્યો અને ત્યાં બાહડ મંત્રીશ્વર વિગેરે દેશોદેશના ધનાઢ્ય શ્રાવકો આવીને તીર્થોદ્ધારનું મહાન્ કાર્ય આદરી રહ્યા છે તે બાબતની ટીપ થતી જોઇને આપણી મારા-મુડીના સાતે દ્રામ આપતો આવ્યો છું.” આટલું કહેતાં ભીમો બ્હીતો હતો અને સમ-

જતો હતો કે ચોખ્ખો ચટ્ટ જવાબ હમણાં જરૂર સાંભળવો પડશે; પરંતુ જ્યારે 'પુન્ય પાંસરા હોય છે ત્યારે બધું પાંસરૂં જ થઇ જાય છે.' એ જ પ્રમાણે ભીમાને બન્યું. જે સ્ત્રી અતિ વાચાળ અને વઢકણી હતી તે સ્ત્રીએ વિનયસહિત કહ્યું કે–"હે સ્વામી ! તમોએ જે કાર્ય કર્યું તે બહુ જ ઉત્તમ કર્યું છે અને આવાં કાર્ય માટે તો વારંવાર મ્હારી પણ અનુમોદના જ સમજજો."

પછી શાંતિ થવાથી શ્રી સિદ્ધાચળની યાત્રાની, ત્યાં બાહડ મંત્રીશ્વરે આદરેલ-તીર્થોદ્ધારની અને દેશદેશના આવેલ યાત્રાળુવર્ગની આનંદદાયક અને અનુમોદવા લાયક વાતો ભીમો પોતાના ઘરમાં બેઠો બેઠો પોતાની સ્ત્રીને કહી સંભળાવા લાગ્યો. દરમિયાન આંગણામાં ગાયને બાંધવાનો ખીલો ઢીલો થઈ ગયેલો અને બહાર નીકળી પડેલો નજરે પડતાં ભીમો તેને ભૂમિમાં બેસાડવા સારૂ ઉઠ્યો અને બહાર આવીને ઉંડી જમીન ખોદીને ખીલાને બેસાડવા લાગ્યો કે તુરત જ પુન્યપ્રભાવે ભૂમિમાંથી લક્ષ્મી નીકળી પડી, જેમાં એક કુંભ ચાર હજાર સોનૈયાનો ભરેલો નીકળ્યો. આ સ્થળે રાસકર્ત્તા કવિ ઋષભદાસ કહે છે કે—

**'સબળ પુન્ય ને સબળું પાપ, પ્રત્યક્ષ ફળ નર પામે આપ.'**

વાંચક મહાશય ! ચાર હજાર સોનૈયાનું ભીમો આવો કટોકટીના ખરા સમયે શું કરે છે ? તેનો જરૂર ખ્યાલ કરજો. એક તરફ ભીમાની સ્થિતિ કેવી દુઃખી છે તે આપણે જાણી ચૂકયા છીએ, બીજી તરફ નિર્વાહનું સાધન પણ કાંઇ રહ્યું નથી, ત્રીજી તરફ માયા–મુડી હતી તે તો પોતે તીર્થોદ્ધારનાં કાર્યમાં આપી દીધી છે એટલે મુડીવગરનો થઈ રહેલો છે

અને ચોથી તરફ તપાસ કરતાં ચાર હજાર સોનૈયાનો ઝગઝગાટ કરતો દેદીપ્યમાન કળશ પોતાના જ ગૃહે ગુપ્ત રીતે ખરા વખતે પ્રાપ્ત થયેલ છે; છતાં ભીમો લેશ પણ લલચાતો નથી, સ્હેજ પણ ડગતો નથી; પરંતુ એકદમ તે ચાર હજાર સોનૈયાનો સુંદર કળશ લઇને પાછો શ્રી શત્રુંજય તીર્થપર આવ્યો અને જ્યાં બાહડ અને અંબડ આદિ સંઘસમુદાય બેઠેલ છે ત્યાં આવી તે કળશને હાજર કરી તેની સાથે તે કેવી રીતે નીકળેલ છે તે હકીકત પણ કહી સંભળાવી. જે સાંભળતાં સર્વ શ્રોતાવર્ગ ચકિત થઇ ગયો અને બાહડ મંત્રીશ્વર તો મનમાં વિચારવા લાગ્યા કે–" જરૂર આ કોઈ ઉત્તમ જીવ છે અને અલ્પસંસારી પણ છે" પછી બાહડ મંત્રીશ્વરે સર્વ સમુદાય સમક્ષ કહ્યું કે–" ખરેખર આવા પ્રસંગે શુદ્ધ વ્યવહાર અને નીતિમય જીવન રાખવું એ બહુ જ કઠીન છે."

આ જગતમાં આઠ વસ્તુઓ અવળી જ ગણાય છે, એને સવળી રીતે સાચવવાં જતાં સચવાઈ શકતી નથી પણ તેને ખરેખરી રીતે કોઈ સાચવી જાણે તો તે પ્રશંસાને પાત્ર થાય છે. એ આઠ વસ્તુઓ માટે ઋષભદાસ કવિ કહે છે કેઃ—

સર્પે સમતા સત્ય જુગાર, મદ્યપાનીને તત્ત્વ વિચાર;
વિષયની શાંતિ સ્રીને વિષે, દયાધર્મ જે માંસ જ ભખે.
શૂરપણું નપુંસકતણે, અસંભવ કાગ પવિત્રપણે;
વ્યવહાર શુદ્ધિ નિર્ધન ઘરબાર, એ અચરિજ જગ આઠે વિચાર.

બાહડ મંત્રીશ્વરે કહ્યું કે–" આ ભીમા કુડલીયાની સર્વ હકીકત આપણે જાણીએ છીએ એટલે આવી દુઃખદ સ્થિતિમાં શુદ્ધ વ્યવહાર રાખીને ગુપ્તપણે પામેલી મુડી પણ અહીં આપવા

ચાલ્યો આવ્યો; એવું એનું નીતિમય જીવન જોતાં એ ખરેખર પ્રશંસાને પાત્ર જ છે; તેથી એને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો જ છે."

ભીમાની હકીકત સાંભળી બાહડ આદિ ત્યાં રહેલા સર્વેએ કહ્યું કે-' આ ધન તમારે ઘરે નીકળ્યું છે માટે સુખેથી તમે તેને પાછું લઈ જાઓ.' પરંતુ ભીમો તો અડતો પણ ન હોવાથી સર્વે જણાએ બહુજ આગ્રહથી ઘણું સમજાવીને તે ધન લઈ જવા માટે કહ્યું પણ ભીમો તે માન્ય રાખતો નથી અને શૂન્ય બેસી રહી મૌન જ રહેલ છે. છેવટે બાહડ મંત્રીશ્વરે બહુ પ્રકારે પ્રેમપૂર્વક કહેવાથી બોલ્યા વિના ચાલે તેમ નહિ હોવાથી ભીમો બોલી ઉઠ્યો કે:—

"અદત્તાદાનનું મુજ પચ્ચખ્ખાણ, વ્રત ન ખંડું જીહાં ઘટ પ્રાણ."

આ પ્રમાણે ભીમો બારવ્રતધારી શુદ્ધ શ્રાવક છે અને તેને અદત્તાદાનનું પચ્ચખ્ખાણ છે તે સાંભળતાં સર્વે ચકિત થઇ ગયા અને ભીમાના આવા ઉત્તમ પ્રકારના જીવનની પ્રશંસા કરવા લાગ્યા. તે દરમિયાન શ્રી ગિરિરાજપર રહેલ દેવ કવડયક્ષ ત્યાં તુરત જ પ્રગટ થયો અને બોલ્યો કે-" ભીમા ! આ ધન ત્હારૂં જ છે, ત્હારા પુન્યે પ્રગટ થયું છે, માટે સુખેથી તે લઇ જા અને તેનો ઉપભોગ કર." છેવટે દેવવચનાનુસાર ભીમો ફરસીયો તે કળશ લઇ પોતાને ઘરે આવ્યો અને તપ, જપ, વ્રત-નિયમ યથાવિધિ પાલન કરીને સુખી થયો.

તે નિરંતર શ્રી સિદ્ધગિરિનું ધ્યાન હૃદયમાં ધર્યા કરતો હતો અને શ્રી સિદ્ધાચળની વારંવાર યાત્રા કરી આત્મકલ્યાણ કરતો હતો. અહિં કવિ ઋષભદાસ કહે છે કે:—

સુકવિ કહે નર તે ભલા, જેણે જગ પોષ્યા પાત્ર;
ધન્ય છે જીવ્યું તેહનું, જેણે કીધી શેત્રુંજે યાત્ર.
શ્રી જિન કહે તીરથ વડો, શ્રી શેત્રુંજો સાર;
ગણધર મુનિવર પાંડવા, ઇણ ગિરિ પામ્યા પાર.
સૂરજ કુંડ ને ભીમમાં, જે નવિ નાહ્યા નીર;
શ્રી જિન કહે તે જાણજો, મેલાં તાસ શરીર.
ગૌતમ સરીખા ગુરૂ વળી, ઋષભ સરીખા દેવ;
શેત્રુંજા સરીખા ગિરિવરૂ, પુન્યે લહીએ સેવ.
પુન્યે બહુ ધન પામીયો, નહિ કીધો ઉદ્ધાર;
શેત્રુંજાગિરિ નવિ ફરસીયો. તે હાર્યો માનવ અવતાર.

ઉદયન મંત્રીએ અંતસમયે જે ભાવના બતાવી હતી તે અનુસારે બાહડ મંત્રીએ શ્રી શત્રુંજય તીર્થઉપર શ્રી ઋષભપ્રભુનું ભવ્ય જિનાલય તૈયાર કરાવવાનું કાર્ય ઉલ્લાસપૂર્વક આદર્યું. તેને માટે કાર્યકર્તાઓ ગોઠવીને પોતે પાટણપુરીમાં પાછા આવ્યા.

અનુક્રમે બે વર્ષે જિનમંદિર સંપૂર્ણ થયું, જેના શુભ સમાચાર બાહડ મંત્રીશ્વર પાસે પહોંચાડી વધામણી ખાવાની ઇચ્છા કોને ન થાય ? તુરત જ ત્યાંથી એક પુરૂષ પગરસ્તે પ્રયાણ કરીને પાટણનગરીમાં પહોંચ્યો અને હર્ષભર બાહડ મંત્રીશ્વરને ભવ્ય જિનાલય તૈયાર થઈ ગયાની વધામણી આપી. તે સાંભળતાં જ તે વધામણીયાને મંત્રીશ્વરે સુવર્ણની બત્રીશ જીભો બક્ષીસ આપી. તે વિનયપૂર્વક સ્વીકારી મંત્રીને પ્રણામ કરીને તે માણસ ત્યાંથી ચાલતો થયો.

પહેલી વધામણી ખાનારો પુરૂષ ચાલતો થયો કે તુરત જ બીજે જ દિવસે બીજો પુરૂષ આવી પહોંચ્યો અને તેણે

સદરહુ જિનાલય પડી ગયાની વાત ખિન્ન વદને બાહડ મંત્રી આગળ નિવેદન કરી. આ રીતે એક જ વસ્તુની એક દિવસે વધામણી અને બીજે દિવસે દિલગીરી ઉપજાવનારી હકીકત સાંભળી મંત્રીશ્વર બાહડ પ્રથમ દિવસે પોતાના મનમાં હર્ષ પામ્યા તે કરતાં બીજે દિવસે ખેદ પામવાને બદલે બમણો હર્ષ પામ્યા અને તેથી બીજે દિવસે જિનમંદિર પડી ગયાના સમાચાર આપવા જે પુરૂષ આવ્યો હતો તેને પહેલા પુરૂષના કરતાં બમણી એટલે ચોસઠ સુવર્ણની જીભ આપી.

આમ ખેદને પ્રસંગે આવું સન્માન અયુક્ત લાગવાથી તે પુરૂષ ચોસઠ જીભ લેતાં અચકાય છે અને વિચારમાં પડી જાય છે કે–' આ વિચક્ષણ બાહડ મંત્રીશ્વરે ભૂલથી સુવર્ણની ચોસઠ જીભ આપી લાગે છે.' તેમજ પાસે બેઠેલો સ્નેહીવર્ગ પણ વિચારમાં પડી ગયો. છેવટે તેમણે પૂછ્યું કે–" હે સુજ્ઞ મંત્રીશ્વર ! આવા ખેદયુક્ત સમાચાર આપનારનો આપે પ્રથમ કરતાં બમણો સત્કાર કર્યો તેનું શું કારણ ? " જવાબમાં બાહડ મંત્રીએ જણાવ્યું કે–" મ્હારી હયાતી દરમિયાન જિનમંદિર પડી ગયાની વાત સાંભળી મને ખેદ બીલકુલ થતો જ નથી પરંતુ હર્ષ થાય છે, અને મ્હારૂં પરમ સદ્‌ભાગ્ય સમજું છું કે આ કાર્ય મ્હારી હાજરીમાં જ હવે વિધિપૂર્વક ફરીથી શરૂ કરાવી બરાબર મજબૂત અને પાકું કરાવીશ જેથી તે ફરીથી પડવા ન પામે. એથી કરીને મ્હારા બેઠાં બેઠાં જ ;એવા ખબર આપનારનો ઉપકાર માનું છું માટે મેં તેને ચોસઠ જીભ આપી છે. "

બાહડ મંત્રી નવીન જિનાલય એકદમ પડી ગયાના સમાચાર મળ્યા કે તુરત જ પાટણપુરીથી નીકળીને શ્રી શત્રુંજય તીર્થપર આવ્યા અને સર્વ સલાટો પૈકી અગ્રેસરોને પૂછ્યું

કે–' આ મંદિર એકાએક પડી જવાનું કારણ શું છે ? '

તે સલાટોએ કહ્યું કે–" આ મંદિરમાં પવન ભરાઈ રહે છે તે બહાર નીકળી શકતો નથી, એટલે કે અંદરની ભમતીવાળું મંદિર હોવાથી અંદર પવનના ભરાવાથી તે પડી ગયું છે, માટે હવે અંદરની ભમતીવગરનું દેરાસર કરવામાં આવે તો પવનની હરકત કદિ થશે નહિ અને મંદિર અવિચળ રહેશે; પરંતુ આ હકીકતની સાથે થોડીક બાબત શિલ્પશાસ્ત્રના અનુભવ મુજબ અમારે આપને નિવેદન કરવી જોઈએ અને તે એ છે ભમતીવગરનું મંદિર કરાવનારની વંશવૃદ્ધિ થતી નથી. "

બાહડ મંત્રીની આગળ અત્યારે બે બાબત ઉપસ્થિત થયેલી છે, જેમાં એક બાબત શ્રી જિનેશ્વર ભગવાનનું મંદિર મજબૂત અને અવિચળ રહે એ અભિલાષા ચાલુ છે, જ્યારે બીજી બાબત સલાટો પાસેથી સાંભળતાં ભમતીવગરનું મંદિર થાય તો ઠીક થાય તેમ સલાહ છે; પણ તેમ કરવામાં વંશવૃદ્ધિ થતી અટકશે એ છે. આ બન્નેમાં વિશેષ હિતકર શું છે ? એનો નિવેડો બાહડ મંત્રીએ પોતે હૃદયમાં ખૂબ વિચાર કરીને આપ્યો.

સલાટોને ઉદ્દેશીને તેણે કહ્યું કે–" હે કારીગરો ! સાંભળો. મ્હારો અંતઃકરણથી આદેશ છે કે ભમતીવગરનું સુંદર–ભવ્ય જિનાલય સત્વર તૈયાર કરો. મને સંતાનપ્રાપ્તિ થશે નહિ અગર મ્હારી વંશવૃદ્ધિ થતી અટકશે એ બાબતની ચિન્તા બીલકુલ થતી જ નથી. પુત્ર કે પુત્રી એ કાંઈ પરભવમાં સાથે આવવાના નથી. ખરેખર આત્મ-કલ્યાણ કે આત્મોદ્ધારને માટે આવું તીર્થોદ્ધારનું મહાન્ કાર્ય સુયોગે કરવા ભાવના જાગી એ જ પરભવ માટે હિતકારી લેખું છું. પુત્ર કે પુત્રી

અગર બન્ધવ કે સ્ત્રી એ બધાં કર્મવશાત્ અવળા થયાના અનર્થકારક દુઃખદાયી દાખલાઓ શાસ્ત્રમાં ઘણાં સાંભળ્યા છે. જુઓ ! પાડલીપુરમાં નંદરાજાની ભરી સભા વચ્ચે શકડાલ મંત્રીના મસ્તકનો છેદ કરનાર તે એનો જ પુત્ર સીરીયો હતો.[1] શ્રેણિક મહારાજાને બંદીખાનામાં નાંખનાર તેનો પુત્ર કોણિક જ હતો, જેના ભયને લીધે છેવટે ત્યાં ને ત્યાં જ શ્રેણિકને મરણને શરણે જવું પડ્યું હતું. સુરપ્રિય કુમારનું ચરિત્ર અવલોકન કરો તો તેણે પણ પોતાના પિતાનો વધ કર્યો હતો ! કંસે પોતાના પિતાને કેટલું કષ્ટ આપ્યું હતું ? પરદેશી રાજાને પોતાની સ્ત્રીએ જ ઝેર આપી મારી નાખ્યો હતો ! મણિરથે સ્વહસ્તે જ પોતાના બાન્ધવની હત્યા કરી નાંખી હતી ! કનકકેતુ રાજાએ પોતાના બાળકોની હત્યા કરાવી હતી ! સતી સુભદ્રાને તેની સાસુએ કલંક આપી બહુ દુઃખી કરી હતી અને શંખરાજાએ સતી કળાવતીના કાંડા કપાવ્યા હતા ! આ રીતે હે સલાટો ! સંસારમાં સર્વ સ્વાર્થની જ બાજી છે. જ્ઞાની પુરૂષોએ સંસાર અસાર જણાવ્યો છે એ સત્ય જ છે, માટે મારી પાછળ વંશવૃદ્ધિ ન થાય તો તેની મને જરાપણ ફીકર કે પરવા નથી. મ્હારો પ્રેમપૂર્વક આદેશ છે કે ભમતીવગરનું ભવ્ય દેરાસર તાકીદે તૈયાર કરો. ”

બાહડ મંત્રીની આ પ્રમાણે આજ્ઞા મળતાં જ સલાટો અને કારીગરો સંખ્યાબંધ એકત્ર થયા અને તાબડતોબ નવીન જિનાલય ફરી કરવાનું કાર્ય આદર્યું જે થોડા સમયમાં થઇ ગયું. જેમાં ૨ ક્રોડ ૯૭ લાખ રૂપીયાનો ખર્ચ થયો અને

---

૧ આ કાર્ય સીરીયા (શ્રીયક) ને નિરૂપાયે પિતાની આજ્ઞાવડે જ કરવું પડ્યું હતું, તેમાં એ દોષિત નહોતો.

સંવત ૧૨૧૧ માં[1] શનિવારના શુભ દિવસે સૂરિશ્રી હેમચંદ્રાચાર્યસહિત સકળસંઘને આમંત્રણ આપી મોટી ધામધુમપૂર્વક પ્રતિષ્ઠા કરાવી પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ પ્રભુની મનોહર મૂર્ત્તિ તે ભવ્ય અને સુંદર જિનાલયમાં પધરાવી. સુવર્ણદંડ, સુવર્ણકળશ, ધ્વજા અને તોરણ વિગેરે ચડાવી મહાન્ લ્હાવો લીધો. તે જ વખતે ૨૪ ગામ અને ૨૪ કુલવાડીઓ દેવપૂજાના ખર્ચવાસ્તે અર્પણ કરી. તલેટીની નજદીકમાં "બાહડપુર" નામનું નગર વસાવ્યું તેમાં "ત્રિભુવનપાળ વિહાર" નામનું જિનમંદિર કરાવી શ્રી પાર્શ્વપ્રભુની મૂર્ત્તિ પધરાવી આ રીતે બાહડ મંત્રીએ તીર્થોદ્ધારનું મહાન્ કાર્ય કરીને તેમજ નવીન જિનાલય કરાવીને ધર્મનો મહિમા ઘણો વધાર્યો અને જગતમાં જૈન ધર્મનો જયજયકાર વર્તાવી અવિચળ નામના રાખી.

ઉદયન મંત્રીની અંતસમયની ઈચ્છા પૈકીનું પ્રથમ કાર્ય શ્રી શત્રુંજય તીર્થપર પાષાણનું નવીન જિનાલય કરાવી તીર્થોદ્ધાર કરવાનું હતું તે તેમના સુપુત્ર બાહડ મંત્રીએ બહુ ખર્ચે સંપૂર્ણ કરી ખરી પિતૃભક્તિ બજાવી છે; જે માટે કવિ ઋષભદાસ કહે છે કેઃ—

પુત્ર જણ્યા તો એહ પ્રમાણ, જેણે વહી તાતતણી શિર આણ;
પિતા ગુણ ઓસિંગણ થઈ, ચાલ્યો ગિરનારે ગહગહી.

ત્યારબાદ બાહડ મંત્રી શ્રી ગિરનાર પર્વતે આવ્યા અને ગિરનાર પર્વતઉપર પાજ બંધાવવા માટે શું કરવું ? કયાંથી કાર્ય આદરવું ? એ ચિન્તા થવાથી અઠ્ઠમની તપસ્યા કરી શ્રી અંબિકા દેવીની આરાધના કરી. તત્ક્ષણ ભક્તિના આકર્ષણથી

---

1 નવાણુપ્રકારી પૂજામાં સંવત ૧૨૧૩ લખેલ છે. તિથિ લખી નથી.

શ્રી અંબિકા દેવી મંત્રીપાસે આવી અને 'મ્હારી આરાધના કરવાનું શું કારણ છે?' એમ પૂછયું. બાહડ મંત્રીએ કહ્યું કે-"મ્હારા પિતાશ્રીની ઇચ્છા મુજબ આ ગિરનાર પર્વત-ઉપર પાજ બંધાવવી છે એટલે કે નવીન સુગમ પગરસ્તો બંધાવવો છે તો તે કામ કયાંથી શરૂ કરવું એ ચિન્તા થવાથી આપનું સ્મરણ કરેલ છે." શ્રી અંબિકા દેવીએ કહ્યું કે-"જ્યાં હું અક્ષતની ઢગલી કરૂં ત્યાંથી પાજ બંધાવવાનું કાર્ય શરૂ કરજે." દેવી વચનાનુસારે થોડા સમયમાં ચોખાની વૃષ્ટિ થઇ, તે જ જગ્યાએથી પાજ બાંધવાનું કામ શરૂ કરાવ્યું અને ૬૩ લાખ રૂપિયાના ખર્ચે ગિરનારઉપર પાજ બંધાવીને મહાન્ પુન્ય ઉપાર્જન કર્યું.

શ્રી શત્રુંજય તીર્થોદ્ધારનું અને ગિરનારઉપર પાજ બંધાવવાનું મહાન્ કાર્ય પૂરૂં થતાં બાહડ મંત્રીના આનંદનો પાર રહ્યો નહિ. પોતાના આત્માને પાવન થયેલો માનીને તે હર્ષભર પાટણપુરીમાં આવ્યો અને પ્રથમ કુમારપાળ ભૂપાળને પ્રણામ કર્યા અને રાજાજીની આજ્ઞા લઇને પોતાના ભાઇ અંબડને દંડનાયકની પદવી આપી.

પિતાનું વચન પ્રમાણ કરનાર બાહડ મંત્રી જેવા વિનીત પુત્રને કોટીશઃ ધન્યવાદ હો!

એક સમયે અંબડ વિચાર કરે છે કે-"ધન્ય છે મ્હારાં બન્ધુ બાહડને કે જેણે પિતાની ઇચ્છા પરિપૂર્ણ કરી જગતમાં શુભ નામના મેળવી આત્મોદ્ધાર કરી લીધો, તેવી જ રીતે હું પણ ધાર્મિક કાર્ય કરવાવડે સુકૃતની કમાણી કરી મ્હારાં આત્માને નિર્મળ-પાવન બનાવી દઉં." આવી ભાવનાથી કુમારપાળ રાજાની તથા પોતાના ભાઇ બાહડ મંત્રીની આજ્ઞા

લઈને તે શ્રી ભરૂચ નગરીએ આવ્યો કે જ્યાં વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામી બિરાજમાન છે.

આ મંદિરનું નામ "સમળી–વિહાર" પણ છે. તે સંબંધી હકીકત એવી છે કે "પૂર્વભવમાં એક સમળી તે સ્થાને એક વૃક્ષની ડાળીઉપર બેઠેલી હતી, તેવામાં અચાનક એક શિકારીએ તે તરફ બાણ ફેંક્યુ, જે લાગવાથી તે સમળી વૃક્ષની નીચે પડી તરફડીયા મારવા લાગી અને મરણ સમીપ પહોંચી ગઈ. આ અવસરે એક સુજ્ઞ શ્રાવકે અંતસમયે તે સમળીને પંચપરમેષ્ટી નવકારમંત્ર સંભળાવ્યો. મહામંત્ર નવકારના શ્રવણથી તે સમળી મરણ પામીને એક રાજકન્યા થઈ.

બાલ્યાવસ્થામાં રાજદરબારમાં તે કન્યા આનંદની સાથે રમત ખેલી રહી છે, તેવામાં એક વ્યવહારી શ્રાવક કાર્યપ્રસંગે તેના પિતાશ્રીની પાસે આવી ચઢ્યો. રાજાસાથે વાર્તાલાપ ચલાવતાં તેને એક છીંક આવી એટલે તુરત જ "નમો અરિહંતાણં" એ પુનિત પદ નિરંતરની ટેવ મુજબ તેના મુખમાંથી નીકળી ગયું. તે મંગળમય પદના શ્રવણથી તે રાજકન્યા મૂર્છા પામી. તેને જાતિસ્મરણ જ્ઞાન થતાં પૂર્વભવે તે એક "સમળી" હતી તે તેણે જોયું અને અંતસમયે સાંભળેલો મંગળકારી નવકારમંત્ર સાંભર્યો. તે મંત્રનો પ્રભાવ કેવો છે તેનો વારંવાર વિચાર કર્યા પછી તે ભરૂચનગરે આવી અને પોતાની પૂર્વભવની યાદી નિમિત્તે ત્યાં ભવ્ય જિનાલય બંધાવ્યું કે જે અદ્યાપિ મોજુદ છે."

આ જિનમંદિર તે વખતે જીર્ણ હાલતમાં આવી ગયેલ હોવાથી તેનો ઉદ્ધાર કરવાનું કાર્ય શરૂ કરાવતાં બંબડે પ્રથમ પાયા ખોદાવ્યા. તે ખોદાણકામ ભૂમિમાં વધારે ઉંડું જતાં ત્યાં રહેલી દેવી "નર્મદા" અતિ કોપાયમાન થઈ. તેણે

કાર્ય કરનારા સર્વ કારીગરોને તે ખાડામાં નાંખી દીધા. અને વિકરાળ સ્વરૂપ કરીને બોલી કે–"આ કાર્ય શરૂ કરતાં પહેલાં આ સ્થળે એક સ્ત્રી–પુરૂષનો જોડલાનું બલિદાન દેવાશે તો જ આ કાર્ય સફળ થશે."

નર્મદા દેવીની આવી વાણી સાંભળી દ્રઢચિત્તવાળો સાહસિક અંબડ વિચાર કરે છે કે–"આ કાર્ય હું અને મ્હારી સ્ત્રી ઉપાડી લઇ ખાડામાં ઝંપાપાત કરીને દેવીને બલિદાન દઇએ અને આ બધા કારીગરો બચે તેમ કરીએ. આમ કરાય તો જ જગતમાં જીવ્યું પ્રમાણ છે. સર્વને શિરે મૃત્યુ તો અવશ્ય ઉભેલું જ છે, તો પછી આવા ધાર્મિક કાર્ય કરવા જતાં મૃત્યુ વ્હોરી લેવું પડતું હોય તો તેના જેવી બીજી કઇ સુવર્ણમય ઘડી મળવાની છે ?" આમ વિચારી તુરત જ અંબડે પોતાની પત્નીસહ તે ખાડામાં ઝંપાપાત કર્યો. તેમનું અદ્ભુત પરાક્રમ અને આત્મસમર્પણનું સાહસ જોઇને નર્મદા દેવી તુષ્ટમાન થઈ અને તે દમ્પતી તેમજ પ્રથમ પડેલાં સર્વ કારીગરોના અંગોપાંગ અખંડ કર્યાં. દેવી નર્મદાએ તેમણે આદરેલા જીર્ણોદ્ધારના કાર્યની અનુમોદના કરી અને 'આ જિનમંદિર ભવ્ય અને સુંદર કરાવવામાં સંપૂર્ણ સહાય મળો.' એવો આશીર્વાદ આપી તે અંતર્ધાન થઈ ગઈ.

અનુક્રમે તે "સમળી–વિહાર" નામના જિનમંદિરના જીર્ણોદ્ધારનું કાર્ય મહાન ખર્ચે સંપૂર્ણ થયું, જે જિનાલય સુંદર, ભવ્ય તેમજ અઢાર હાથની ઉંચાઈવાળું દીપતું હતું. સંવત ૧૨૨૦ માં શ્રી કુમારપાળ ભૂપાળ, સૂરીશ્વર શ્રી હેમચંદ્રાચાર્ય અને સકળ સંઘને અંબડે વિનંતિપૂર્વક આમંત્રણ કરીને મોટી ધામધુમથી પ્રતિષ્ઠા–મહોત્સવ કરી નવીન કરાવેલ

જિનમંદિરમાં વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીની મૂર્ત્તિ પધરાવી. પ્રભુસમીપે અંબડે આરતિ તૈયાર કરી અને રાજા કુમારપાળે અતિ ઉલ્લસિત હૃદયે તે આરતિ ઉતારી. જે વખતે શ્રી જિનેશ્વર ભગવંતને ઇંદ્રો જેમ ચામર ઢોળીને ભક્તિ કરે છે તેમ બોંતેર દેશના રાજવીઓ પ્રભુ આગળ ચામર વીંજતા હતા અને બહુ પ્રકારની સેવા—ભક્તિ બજાવતા હતા.

આ રીતે પ્રતિષ્ઠા—મહોત્સવનું કાર્ય સંપૂર્ણ થયાથી કુમારપાળ વિગેરે પાટણ આવ્યા. અંબડ ઘણો જ હર્ષિત થયો અને યાચકોને રત્નોનું અને અશ્વોનું પુષ્કળ દાન આપીને મંદિરના શિખરઉપર સુવર્ણકળશ, દંડ અને ધ્વજાદિક યથા-વિધિ ચડાવવાથી અપૂર્વ લાભ પ્રાપ્ત થયે લહોવાથી આનંદના આવેશમાં તે સમયે નૃત્ય કરવા લાગ્યો અને પ્રભુભક્તિની ધુનમાં ચડી ગયો. આ સમયે ભરૂચનગરીમાં નિવાસ કરી રહેલી દેવી સિંધવાએ કોપાયમાન થઇને અંબડને શિખરઉપરથી ઉછાળી પછાડીને ભારે કદર્થના કરી. લગભગ અંતકાળ આવી પહોંચે તેવી સ્થિતિવાળો કરી નાખ્યો.

અંબડની અચાનક આવી દશા નિહાળીને સગાં—સ્નેહી સર્વ ચિંતાતુર થઇ ગયાં અને એકદમ એક પુરૂષને પાટણ-પુરીમાં બાહડ મંત્રીશ્વર વિગેરેને ખબર આપવા મોકલ્યો. બાહડ મંત્રીએ આ હકીકત શ્રી હેમસૂરિ મહારાજને કહી અને ‘ આમ ઓચિંતી ભયાનક સ્થિતિ શાથી થઇ હશે ? ’ તે પૂછ્યું. સૂરિમહારાજે જ્ઞાનવડે જોયું તો આમાં મિથ્યાદષ્ટિ દેવીનો જ પ્રકોપ થયેલ છે એમ જાણીને તુરત જ સંધ્યા સમયે પોતે યશશ્ચંદ્ર નામના શિષ્યને સાથે લઇને આકાશ-માર્ગે ક્ષણવારમાં ભરૂચનગરે આવી પહોંચ્યા.

શ્રી હેમસૂરીશ્વર તે જ રાત્રે તે દેવીના મંદિરે આવી કાઉસ્સગ્ગ ધ્યાન લગાવીને બેઠા; પરંતુ દેવી "સિંધવા" કોઇ પણ રીતે માનતી નહિ હોવાથી છેવટે પાસે રહેલા યશશ્ચંદ્ર-ગણિએ ખારણિયામાં ચોખા નાંખીને મૂશળવડે ખાંડવા શરૂ કર્યા. જે ક્રિયા શરૂ થતાં જ પ્રથમ પ્રહારે દેવીનું દેવળ કમ્પાયમાન અને ડોલાયમાન થવા લાગ્યું અને તે મૂશળના બીજા પ્રહારે તો દેવીની મૂર્તિ પણ સ્થાનભ્રષ્ટ થઈ ગઈ, તેમજ મૂશળના ત્રીજા પ્રહારના પ્રતાપથી ચોસઠ યોગિણીઓ આવીને હાજર થઇ ગઇ. સર્વ દેવીઓ સૂરીશ્વરને વિનંતિ કરી કહેવા લાગી કે–" હે ગુરૂજી ! દેવી સિંધવાએ અંબડને કરેલી કદર્થનાનો અપરાધ આપ માફ કરો અને અમો સર્વને છોડી મૂકો." દેવી સિંધવા પણ લજ્જા પામી ક્ષમા યાચવા લાગી અને અંબડને કરેલ કદર્થનાનું નિવારણ કરીને સૂરીશ્વરના અદ્દ્ભુત મંત્રબળથી સંતુષ્ટ થઇ પુષ્પની વૃષ્ટિ વરસાવી નમસ્કાર કરી સર્વ દેવીઓ સાથે અંતર્ધાન થઇ ગઈ. અંબડે સૂરિમહારાજનો મોટો ઉપકાર માન્યો અને થોડા સમય બાદ સૂરિશ્રી હેમચંદ્રાચાર્ય પોતાના શિષ્ય યશશ્ચંદ્રસહિત ભરૂચ-નગરીથી પાટણપુરી પધાર્યા.

એક દિવસ શ્રીહેમસૂરિ મહારાજ કુમારપાળ ભૂપાળ અને સકળ સભાસમક્ષ ભવ્યજીવને હિતકારી અમૃતસમ અતિઉપકારી મધુર દેશના આપતા હતા અને શાંત ચિત્તથી સર્વ શ્રોતાઓ પવિત્ર રસનું પાન કરતા હતા જેમાં સૂરિમહારાજાએ જણાવ્યું કે–"જો પૂર્વની પુન્યાઇ હોય અને સુકૃતની કમાઈ હોય તો પ્રાણી "સોળ સસા" મેળવી શકે છે. એટલે કે જે શબ્દની આદિમાં "સ" આવે એવા સોળ કાર્ય

સુપુન્યે સેવી શકે છે.” તે “સોળ સસા” આ પ્રમાણે છેઃ—
સદ્‌ગુરૂ સેવા[1], સુકુળે જન્મ[2], સંઘભક્તિ[3], સદ્દહણા[4] ધર્મ;
સુદ્રવ્ય[5], સુકૃતકેરી યાત્ર[6], પુન્યે લહીએ મુનિ સુપાત્ર[7].
સાતક્ષેત્ર[8]તણું પોષવું, સત્ય[9] વચન મુખથી ભાખવું;
સમતા[10] કુંડમાંહે ઝીલવું, જેહને શુભગતિ[11] વહેલું જવું.
સમાધિ[12] શરીર, સુણવું[13] સિદ્ધાંત, સમ્યક્[14] શીલ રાખે એકાંત;
સાહસિક[15] ગુણ તે પુન્યે પમાય, પુન્યે સંઘપતિ[16] તિલક ધરાય.
“સોળ-સસા” એમ વિવરી કહ્યા, પૂર્વ પુન્ય તેણે નર લહ્યા.

આ “સોળ-સસા” માં “પુન્યે સંઘપતિ તિલક ધરાય” એ ઉપર વિવેચન કરતાં સૂરિશ્રી હેમસૂરિ મહારાજાએ જણાવ્યું કે—“સંઘવીપદ પ્રાપ્ત કરવું એટલે સંઘ કાઢી યાત્રાનો અપૂર્વ લ્હાવો લઈ સંઘવીનું તિલક ધારણ કરવું એ મહાન્ પુન્યનું કાર્ય છે અને આત્માને અવશ્ય ઉત્તમ ગતિ આપનારૂં છે.”

સંઘ કાઢીને યાત્રા કરવાથી અનેક ભવ્ય જીવોને યાત્રાનો અપૂર્વ લાભ મળે છે, વ્રત-તપ-જપ-નિયમાદિ ધાર્મિક કરણીની પુષ્ટિ થાય છે, મળેલ લક્ષ્મીનો સદ્વ્યય થાય છે, શાસનની શોભા વધે છે, જૈનેતરો પણ જૈનધર્મની અનુમોદના કરે છે અને પોતાનો આત્મા અલ્પસંસારી બની મુક્તિપુરીમાં પહોંચી જાય છે. કહ્યું છે કે—“ શ્રાવક સમુદાયમાં વ્રતધારી શ્રાવક વડીલ તરિકે માન્ય કરવા યોગ્ય છે; પરંતુ તે વ્રતધારી શ્રાવકથી પંચમહાવ્રતધારી મુનિરાજ શ્રેષ્ઠ ગણાય છે, અને તે મુનિરાજથી આચાર્ય મહારાજ શ્રેષ્ઠ ગણાય છે કે જેમના પગમાં પડી મુનિવરો નમસ્કાર કરે છે. તે આચાર્ય મહારાજથી અરિહંત ભગવાન શ્રેષ્ઠ ગણાય છે કે જેમનું ધ્યાન અહોનિશ આચાર્યો કર્યા જ કરે છે; પરંતુ તે અરિહંત ભગ-

વાને પણ સિદ્ધ ભગવાનને નમસ્કાર કરે છે. એવા સિદ્ધ ભગવંતને જે પુરૂષ સંઘવીપદ પ્રાપ્ત કરી તીર્થયાત્રાનો મહાન્ લાભ મેળવે છે તેના ગુણ હમેશાં બહુ જ ગમે છે, તેથી ટુંકામાં કહીએ તો જો પુન્યની રાશી એકઠી થઇ હોય તો જ સંઘ કાઢી સિદ્ધાચળની યાત્રાનો મહાન્ લ્હાવો લઈ શકાય છે; કેમકે અન્ય તીર્થની છ મહિના પર્યુપાસના કરીને જે કાર્ય સાધી શકાય અને જે લાભ મેળવી શકાય તે લાભ ક્ષણ માત્રમાં પરિણામની વિશુદ્ધતાથી શ્રી સિદ્ધગિરિની છાયામાં ધ્યાન ધરતાં મેળવી શકાય છે.

શ્રી હેમસૂરિ મહારાજ કુમારપાળ ભૂપાળ અને સકળ સભાસમક્ષ શ્રી સિદ્ધાચળનું અપૂર્વ માહાત્મ્ય વિસ્તારથી જણાવતાં કહેવા લાગ્યા કે—" શ્રી નંદીશ્વરદ્વીપની યાત્રા કરતાં પ્રાણી જે પુન્ય ઉપાર્જન કરે છે તેથી બમણું કુંડળદ્વીપની યાત્રાથી, ત્રણગણું રૂચકદ્વીપની યાત્રાથી, ચારગણું ગજદંતગિરિની યાત્રાથી, પાંચગણું જંબૂવૃક્ષપરના ચૈત્યની યાત્રાથી, છગણું ધાતકીખંડની યાત્રાથી, બાવીશગણું પુષ્કરવરદ્વીપની યાત્રાથી, સોગણું મેરૂના ચૈત્યની યાત્રાથી, હજારગણું સમ્મેતશિખરની યાત્રાથી, લાખગણું કંચનગિરિની યાત્રાથી, દશ લાખગણું શ્રી અષ્ટાપદ તીર્થ અને ગિરનારની યાત્રાથી અને ક્રોડગણું ફળ શ્રી શત્રુંજય તીર્થની યાત્રાથી થાય છે.[૧] શ્રી શત્રુંજય તીર્થ સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ છે અને એ પરમ પુનિત, પરમ ઉપગારી, પરમ કલ્યાણકારી અને શાંતિનિકેતન તીર્થ પ્રાયે કરીને[૨] શાશ્વતું છે.

---

૧ કેટલાગણું પુણ્ય એમાં કેટલાક સ્તવનાદિમાં ફેરફાર છે. કેટલાગણું કહેવામાં કેટલેક આધાર છે પરંતુ ખરી રીતે તો ભાવની વૃદ્ધિ અનુસાર ફળપ્રાપ્તિ થાય છે. આ તો વ્યવહારિક મધ્યમ ફળ માત્ર કહેલું છે.

૨ પ્રાયે શબ્દ પર્વતનું પ્રમાણ નાનું મોટું થાય છે તેથી વાપરેલ છે.

જગતની પ્રવૃત્તિમાંથી અને ધમાલમાંથી મુક્ત થઇ શ્રી સિદ્ધાચળગિરિની છાયામાં જનારા પ્રાણીને આત્માની અંદર અપૂર્વ શાંતિ અને અખંડ લહેરીઓ દેનારૂં એ ધામ છે.”

રાસકર્ત્તા કવિ ઋષભદાસે શ્રી સિદ્ધગિરિનું ઉત્તમ અને ભાવવાહી એક સ્તવન આ સ્થળે લખેલ છે, તે ખાસ ગાવા લાયક, સાંભળવા લાયક અને કંઠસ્થ કરવા લાયક હોવાથી આ નીચે આપ્યું છે

## શ્રી સિદ્ધાચળનું સ્તવન.

દેશી—(રામ ભણે હરિ ઉઠિયે) અથવા (સહેજાનંદી રે આતમા.)

શેત્રુંજો સેવો રે ભવિજના. ( ૨ ) એ આંકણી.

જગમાં તીરથ છે ઘણા, તેહમાં શેત્રુંજો સાર રે,
પામ્યા ભવિજન પાર રે, વારે તે ગતિ ચાર રે;
પોત્યા મોક્ષ દુવાર રે—શેત્રુંજો૦

જે નર “છ-રી” રે પાળતાં, શેત્રુંજે વંદન જાય રે,
નદી શેત્રુંજીમાં ન્હાય રે, પોઢાં પાપ ધોવાય રે;
એમ ઘટ નિર્મળ થાય રે—શેત્રુંજો૦

સમકિત-શિયળને રાખતો, પગે ચાલતો જે જાય રે,
એકલઆહારી કહેવાય રે. ભૂમિસંથારે તે હોય રે;
સચિત્તપરિહારી સોહાય રે—શેત્રુંજો૦

શેત્રુંજો વધાવા કારણે, હોજો અતિ ઉજમાળ રે,
દેઈ પ્રદક્ષિણા લાલ રે. કર્મ ખપાવે તત્કાળ રે;
પ્રગટે પુન્ય વિશાળ રે—શેત્રુંજો૦

સૂરજકુંડ ને ભીમમાં, ન્હાતાં નિર્મળ નીર રે,
નહિ તસ રોગ શરીર રે, જસ ગુણ અતિહિ ગંભીર રે;
ભાખે આદિ ને વીર રે—શેત્રુંજો૦

પશુ પંખ્યાદિ જે જીવડા, જલચર જંતુ વળી જેહ રે,
સેવે શેત્રુંજો તેહ રે. દુઃખીઆ નહિ તસ દેહ રે;
ત્રીજે ભવ સિદ્ધ સ્નેહ રે—શેત્રુંજો૦
સાત છઠ્ઠ દોઇ અઠ્ઠમે, ગણે વળી લાખ નવકાર રે,
સેવે શેત્રુંજો સાર રે, તેહને દો અવતાર રે;
તે નિશ્ચે અવધાર રે—શેત્રુંજો૦
પંચ ભરત મહાવિદેહમાં, અરાવત પંચ જોય રે,
તીર્થ દીશ્યો નહિ કોય રે, ભરત પેખંતા સોય રે;
દીઠે ત્રિભુવન મ્હોય રે—શેત્રુંજો૦

શ્રી શત્રુંજય તીર્થના અપૂર્વ મહિમાનું વર્ણન આગળ ચલાવતાં હેમસૂરિ મહારાજ બોલ્યા કે—" પરમપવિત્ર શ્રી સિદ્ધગિરિની યાત્રા મહાન સંઘ કાઢીને ઘણા ભાગ્યશાળીઓએ મોટા ખર્ચે કરીને કરી છે, સંઘપતિપણાનો અપૂર્વ લાભ મેળવ્યો છે તથા એ તીર્થનો ઉદ્ધાર કરાવી અચળ નામના મેળવી છે. જેનું વર્ણન સંક્ષેપમાં આ પ્રમાણે છે.

શ્રી ઋષભદેવ ભગવંતની દેશના સાંભળી ભરત મહારાજાએ મહાન્ સંઘ કાઢી શ્રી સિદ્ધાચળની યાત્રાનો અપૂર્વ લાભ પ્રાપ્ત કરેલ છે, જે સંઘમાં નવાણુ કરોડ તો સંઘવીઓ સાથે હતા એટલે જેમણે સંઘ કાઢી સંઘવીપદ પ્રાપ્ત કરેલ એવા નવાણુ કરોડ શ્રેષ્ઠીજનો સાથે હતા તેમજ ચોરાશી હજાર નૃપતિઓ પણ સંઘમાં સાથે હતા. એવી રીતે સંપૂર્ણ ઋદ્ધિ-સિદ્ધિ સાથે અને મોટી સંખ્યામાં યાત્રાળુઓસહિત ઘણી જ ધામધુમથી ભરત મહારાજાએ સંઘ કાઢી શ્રી સિદ્ધાચળ તીર્થનો પ્રથમ ઉદ્ધાર કરાવેલ છે.

તે ભરત ભૂપતિની પાટે અનુક્રમે આદિત્યયશા, મહાયશા, અતિબલ, બલભદ્ર, બલવીર્ય, કીર્તિવીર્ય અને જલવીર્ય ભૂપતિઓ

થઇ ગયા, તેમની અને ભરત મહારાજાની વચ્ચે છ કરોડ પૂર્વ વ્યતીત થયા બાદ આઠમી પાટે દંડવીર્ય ભૂપતિ થયા. તેમણે ભરત મહારાજાની પેઠે સંઘ કાઢી શ્રી શત્રુંજય તીર્થનો બીજો ઉદ્ધાર કરાવેલ છે.

તત્પશ્ચાત્ શ્રી શત્રુંજય તીર્થનો ત્રીજો ઉદ્ધાર ઈશાનેંદ્રે, ચોથો ઉદ્ધાર માહેંદ્રે, પાંચમો ઉદ્ધાર બ્રહ્મેંદ્રે, છઠ્ઠો ઉદ્ધાર ચમરેંદ્રે અને સાતમો ઉદ્ધાર સગર ચક્રવર્તીએ કરાવેલ છે. તે સગર ચક્રવર્તીના સમયે પચાસ કરોડ, પંચાણુ લાખ, પંચોતેર હજાર ભૂપતિઓએ શ્રી સિદ્ધગિરિનો સંઘ કાઢી સંઘવીપદ પ્રાપ્ત કરેલ છે અને તેમણે રત્નમય અને કનકમય જિનબિંબો કરાવી મહાન્ લાભ પ્રાપ્ત કરેલ છે.

ત્યારબાદ આઠમો ઉદ્ધાર વ્યંતરેંદ્રે, નવમો ઉદ્ધાર ચંદ્રયશા રાજાએ, દશમો ઉદ્ધાર ચક્રાયુદ્ધ રાજાએ, અગીયારમો ઉદ્ધાર રામચંદ્રજીએ અને બારમો ઉદ્ધાર પાંચ પાંડવોએ કરાવેલ છે. પાંચ પાંડવ અને શ્રી વીર ભગવાન વચ્ચેનું ચોરાશી હજાર વર્ષોનું અંતર વીત્યા બાદ વીર પછી ૪૭૦ વર્ષે શ્રી વિક્રમ રાજા થયા, જેમનો સંવત લખાવો શરૂ થયો. તે સંવત એક સો ને આઠમાં જાવડશાહ શેઠે આ તીર્થનો તેરમો ઉદ્ધાર કરાવેલ છે. બારમો ઉદ્ધાર કરાવનાર પાંચ પાંડવ અને તેરમો ઉદ્ધાર કરાવનાર જાવડશાહની વચ્ચેના સમયમાં પચીશ ક્રોડ, પંચાણુ લાખ, પંચોતેર હજાર ભૂપતિઓએ સંઘવીપદ પ્રાપ્ત કરી મહાન્ સંઘ કાઢીને શ્રી સિદ્ધાચળને ભેટી અપૂર્વ લ્હાવો લીધેલ છે. વિક્રમ સંવત બારશે ચઉદની[1] સાલમાં મંત્રી

૧ ઉપર સંવત ૧૨૧૧ કહી આવેલ છે. નવાણુપ્રકારી પૂજામાં સં. ૧૨૧૩ કહેલ છે.

આહડે ચૌદમો ઉદ્ધાર કરાવેલ છે. સંવત તેરશે ઇકોતેરમાં ઓશવાળવંશદીપક સમરાશાહે પંદરમો ઉદ્ધાર કરાવેલ છે અને સંવત પંદરશે સત્યાશીમાં શેઠ કરમાશાહે શ્રી સિદ્ધગિરિનો સોળમો ઉદ્ધાર કરાવ્યો છે.[1]

સંવત બારશે બ્યાસીમાં મંત્રી વસ્તુપાળ–તેજપાળે શ્રી સિદ્ધાચળનો મહાન્ સંઘ કાઢી સંઘવીપદ પ્રાપ્ત કરી જન્મ સફળ કરેલ છે. તેમણે નવીન અને ભવ્ય જિનમંદિર શત્રુંજય ઉપર કરાવેલ છે ને એકંદર અઢાર ક્રોડ, ઓગણપચાસ લાખ સુવર્ણ ટકા ખર્ચી અપૂર્વ લાભ લીધેલ છે, તેમજ શ્રી અર્બુદાચળ અને ગિરનારની યાત્રા કરી એકત્રીશ ક્રોડ અને બત્રીશ લાખ સુવર્ણ ટકા ખરચ્યા છે અને જેમણે સવાલાખ જિનબિંબો ભરાવ્યા છે. આવી ઉત્તમ તીર્થભક્તિ કરનાર તે બન્ને પુન્યશાળી બન્ધુઓના નામ અદ્યાપિ પણ જગતમાં મશહુર છે.

શેઠ જાવડશાહ અને શેઠ કરમાશાહ કે જેમણે અનુક્રમે તેરમો અને સોળમો ઉદ્ધાર શ્રી સિદ્ધાચળ તીર્થનો કરાવેલ છે. તે બન્નેની વચ્ચેના સમયમાં ચોરાશી લાખ સંઘવીઓ ત્રણ લાખ સમકિતધારી ભૂપતિઓ, સત્તર હજાર ભાવસારો, સોળ હજાર ખત્રીઓ, પંદર હજાર વિપ્રો, બાર હજાર કણબીઓ, નવ હજાર લેઉઆ કણબીઓ અને પાંચ હજાર પીસ્તાલીશ કંસારાઓ–એ સર્વેએ શ્રી વિમલાચળ તીર્થના સંઘો કાઢીને મહાન્ લાભ મેળવેલ છે. શ્રી ભરત મહારાજા કે જેમણે આ તીર્થનો પ્રથમ ઉદ્ધાર કરાવેલ છે તે અને છેલ્લો એટલે સોળમો ઉદ્ધાર કરાવનાર શેઠ કરમાશાહની વચ્ચેના સમયમાં શ્રી સિદ્ધગિરિના

---

૧ હેમચંદ્રાચાર્ય થઇ ગયા પછીની આ હકીકત ઋષભદાસની કહેલી છે એમ સમજવું.

જે જે સંઘો નીકળ્યા છે તેની સંખ્યા તો કેવળીગમ્ય સમજવી.

અહિં રાસકર્ત્તા કવિ ઋષભદાસ કહે છે કેઃ—

**જે પુન્યવંતા નર વળી હોવે, તે શત્રુંજય ગિરિવર જોવે;**
**પુન્ય ઠામે ધન ખરચ્યું જેણે, સોય સંઘાતે આવે તેને.**
**તે પુન્યવંતા નર વળી હોંશે, કરશે શેત્રુંજાની જાત્ર;**
**તે નર રાને રોયા જાણો, જેણે ન કીધી તેની યાત્ર.**
**દીન ઉદ્ધાર ન કીધો જેણે, ન લહ્યો શાસ્ત્રવિચાર;**
**ગિરિ શેત્રુંજે જે નવી ચઢિયો, એળે ગયો તસ અવતાર.**
**જન્મ સફળ કીધો નર જેણે, લક્ષ્મી સુમાર્ગે સ્થાપી;**
**શેત્રુંજે જઇ પ્રાસાદ કરાવ્યા, તસ કીર્તિ જગ વ્યાપી.**
**મુગતિતણે પંથે વળ્યા, પામી કેવળજ્ઞાન;**
**સિદ્ધ અનંત આગે હુઆ. કરતા શત્રુંજય ધ્યાન.**

હે રાજા કુમારપાળ ! જેણે શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરી લક્ષ્મીનો સદ્વ્યય કરેલ છે તેણે પોતાનો જન્મ સફળ કરી લીધો છે. એ પવિત્ર તીર્થના દર્શનથી કર્મના દળીયાં તુટી જાય છે, વંદનથી નરક અને તિર્યંચગતિનાં દુઃખોનું નિવારણ થઇ જાય છે, સ્તવન અને પૂજનથી આત્મા નિર્મળ બની પરમ સુખનો અધિકારી થાય છે અને સંઘપતિ થવાથી તીર્થંકરની પદવી પમાય છે. શ્રી સિદ્ધગિરિનું ધ્યાન ધરીને અનંતા ભવ્યજીવો સિદ્ધિપદને પામ્યા છે તેની હકીકત આ નીચે જણાવી છે તે વાંચી શ્રી સિદ્ધાચળનો અપૂર્વ મહિમા સમજી તીર્થયાત્રા કરી આત્મકલ્યાણ સાધી લેવું એ પુનઃ પુનઃ કથન છે.

શ્રી શત્રુંજયઉપર ચૈત્ર શુદિ ૧૫ મે પ્રથમ પ્રભુના ગણધર પુંડરીકસ્વામી પાંચ કોડ મુનિ સાથે સિદ્ધિપદને પામ્યા છે. કાર્ત્તિક શુદિ ૧૫ મે દ્રાવિડ અને વારિખીલ્લ

દશ ક્રોડ મુનિસાથે સિદ્ધિપદને પામ્યા છે. ફાગણ શુદિ ૧૦ મે નમિ–વિનમિ બે ક્રોડ મુનિસાથે સિદ્ધિપદ પામ્યા છે. શ્રી ઋષભદેવની પાટે અસંખ્યાતા મુનિઓ સિદ્ધિએ ને સર્વાર્થ-સિદ્ધે ગયા છે તે પણ આ તીર્થેથી ગયા છે. ઋષભદેવના વંશના અસંખ્ય રાજાઓ ચારિત્ર લઈ શત્રુંજય આવી અણુસણ કરી સિદ્ધિપદ પામ્યા છે. રામ ને ભરત[1] બે બાંધવ ત્રણ ક્રોડ મુનિસાથે સિદ્ધિપદ પામ્યા છે. શ્રી કૃષ્ણના પુત્ર શાંબ ને પ્રદ્યુમ્ન સાડીઆઠ ક્રોડ મુનિસાથે ફાલ્ગુન શુદિ ૧૩ શે અહીં સિદ્ધિપદને પામ્યા છે. પાંચ પાંડવો વીશ ક્રોડ મુનિસાથે અહીં પધારી મોક્ષમાર્ગે સીધાવ્યા છે. થાવચ્ચાપુત્ર મુનિ એક હજારસાથે, શુકપરિવ્રાજક એક હજાર મુનિસાથે, સેલગસૂરિ પાંચશેં મુનિસાથે સિદ્ધિપદને પામ્યા છે. નારદ મુનિ[2] એકાણુ લાખ સાથે આ તીર્થે મોક્ષમાર્ગે સંચર્યા છે. એમ સંખ્યાબંધ મુનિઓ સાથે અનેક મહાત્માઓ આ તીર્થના અવલંબને મોક્ષમાર્ગના સાધનારા થયા છે. શ્રી ઋષભપ્રભુ નવાણું પૂર્વ[3] વખત પ્રાયે ફાલ્ગુન શુદિ ૮ મે આ તીર્થપર સમવસર્યા છે. અજિતનાથ અને શાંતિનાથ પરમાત્મા આ તીર્થે ચાતુર્માસ રહ્યા હતા તે વખતે અનેક મુનિઓ સિદ્ધિપદને પામ્યા છે.

શ્રી હેમસૂરિ મહારાજપાસેથી પવિત્ર તીર્થ શ્રી સિદ્ધાચળનો અપૂર્વ મહિમા સાંભળીને કુમારપાળ ભૂપાળનું હૃદય એકદમ ઉલ્લસિત થતાં શ્રી સિદ્ધગિરિનો સંઘ કાઢી લક્ષ્મીનો

---

૧ આ રામ ભરત દશરથપુત્ર નથી, બીજા સંભવે છે.

૨ નવમાંથી કયા નારદ એ સ્પષ્ટ કહેલ નથી.

૩ ૮૪ લાખને ૮૪ લાખે ગુણતાં એક પૂર્વ તેને ૯૯ વડે ગુણતાં જે અંક આવે તેટલી વખત પધાર્યા.

સદ્વ્યય કરી માનવદેહની સાર્થકતા કરવાની અભિલાષા જાગ્રત થઈ અને વ્યાખ્યાન સંપૂર્ણ થયા બાદ પોતાને થયેલી ભાવના ગુરૂસમક્ષ પ્રગટ કરી તુરત જ તૈયારી કરવા માંડી.

પ્રથમ તો શ્રી હેમસૂરિ મહારાજને સકળ સાધુપરિવાર-સહિત સંઘમાં પધારવાની વિનંતિ કુમારપાળ મહારાજે વિનયપૂર્વક કરી અને નગરમાંથી જે કોઈને આવવું હોય તેને તમામ પ્રકારની સગવડતાથી યાત્રાનો મહાન્ લાભ મળી શકશે તેવી જાહેર ઉદ્ઘોષણા કરાવી. શુભ મુહૂર્ત્તે શ્રી સિદ્ધાચળની યાત્રા કરવાનો મહાન્ સંઘ કાઢ્યો.

કુમારપાળ ભૂપાળે કાઢેલા સંઘની હકીકત ખાસ જાણવા લાયક અને અનુમોદવા લાયક છે. સંઘમાં હસ્તીઓની અંબાડીમાં શ્રી જિનેશ્વર ભગવાનની મૂર્તિસહ સુશોભિત જિનમંદિરો શોભતા હતા, વાગ્ભટ્ટાદિ ચોવીશ નિપુણ મંત્રીઓ સાથે હતા, નગરશેઠના પુત્ર આભડદે શેઠ સાથે હતા કે જે રસ્તામાં જ્યાં જ્યાં પડાવ થતો હતો ત્યાં ત્યાં શ્રાવકના ઘરદીઠ સોવન-ટકાની લ્હાણી પોતાના તરફથી કરાવી સાધર્મિકવાત્સલ્યનો લાભ લેતા હતા, ષડ્ભાષાચક્રવર્તી દેપાળ કવિ પણ સાથે હતા, કપર્દી ભંડારી સાથે હતા કે જેમની ઉદારવૃત્તિ અને દયાની નજરથી કોઈ પણ માણસ ભૂખ્યો કે દુઃખી રહેતો જ નહિ, પાલણપુરનો પ્રહ્લાદ રાણો, નવાણુ લાખની પુંજીવાળા છાડાશેઠ, રાજાના ભાણેજ પ્રતાપમલ્લ, અન્ય શેઠ-શાહુકારો, સર્વ દર્શનવાળા ધર્મગુરૂઓ અને સદ્ગૃહસ્થો, શ્રી હેમસૂરીશ્વર મહારાજ આદિ મુનિમંડળ અને સંખ્યાબંધ યાત્રાળુસહિત એ સંઘ શોભતો હતો.

એ સંઘમાં અગીયાર હજાર હસ્તીઓ રત્નજડિત અંબા-

સ્ત્રીઓથી દીપતા હતા અને સાચા મોતીની માળાઓથી ઝૂલતા હતા, અગીઆર લાખ પંચવર્ણી અશ્વો શોભતા હતા, અઢાર લાખ પાયદળ–પગે ચાલનારા સૈનિકો હતા, પચાસ હજાર રથ હતા જેના બળદો ઘુઘરમાળનો ઘમકાર કરી મધુર અવાજ આપતા હતા અને સુવર્ણના શીંગડાઓથી તેજસ્વી લાગતા હતા, તેમજ ઢોલ, દદામા, ભેરી, નફેરી, સરણાઇ ઈત્યાદિ વાજીંત્રો નિરંતર વાગતા હતા. ઝવેરીઓ, નાણાવટી, સોનીવાણીયા, દોશીવાણીયા, ફોફલીયા, વણઝારા, વૈદ્યો અને ગાંધી એવા એવા અનેક ધંધાદારીઓ પણ સંઘમાં આવ્યા હતા અને સંઘમાં મનુષ્યો મોટી સંખ્યામાં હોવાથી સૌનો ધંધો પણ સારી રીતે ચાલતો હતો. સંઘના કામકાજ માટે માળી, તંબોલી, ભોઇ, કંદોઇ, કંસારા, મણીયાર, સોનાર, સુતાર, લુહાર, કુંભાર, નાવી, ગોલા, દરજી, જડીયા, કણબી, રસોઇયા, પાણી ભરનારા, મર્દનીયા, કાવડીયા, ચીતારા, છીપા અને ગાંધર્વો વિગેરે મોટી સંખ્યામાં સાથે રાખેલા હતા.

શ્રી સંઘમાં પતિસેવાપરાયણ, શિયળ ગુણે કરીને સુશોભિત પટ્ટરાણી ભોપલદેવી[1] પણ સાથે હતા, જેમની સાથે બોંતેર સામંત રાજાઓની રાણીઓ અલંકારયુક્ત વિધવિધ રંગબેરંગી ઉત્તમ વસ્ત્રોથી શોભતી હતી, અને અન્ય શેઠ–શાહુકારોની સ્ત્રીઓ પણ સાથે હતી. સર્વ સંઘભક્તિ યથાશક્તિ કરતા હતા અને માંહોમાંહે વાર્તાલાપ કરી આનંદમાં સમય પસાર કરતા હતા. પરસ્પર હાસ્ય–વિનોદની ખાતર મશ્કરી–મજાહ પણ થતી હતી.

જે સ્ત્રીઓનું રૂપ ઉજ્વળ એટલે શ્વેત હતું તે સ્ત્રીઓ

[1] ભોપળદેવી સંઘ કાઢ્યા પછી ગુજરી ગયેલ જણાય છે.

શ્યામવર્ણી-કાળી સ્ત્રીઓપ્રત્યે કહેવા લાગી કે-“ બ્હેનો ! અમે ઉજ્જવળતાએ એટલે ગોરા વાને કરીને સુંદર રીતે શોભીએ છીએ, તેમાં અમારી સાથે તમે શ્યામ-કાળી સ્ત્રીઓ અમારી પંક્તિમાં બીલકુલ ભળતી જ નથી. તમારા શરીરના વર્ણની ભાત જુદી જ પડી જાય છે એટલે એકંદરે અમારી સુંદરતા ઓછી થઇ જાય છે, તેથી અમે તો કહીએ છીએ કે કાળાશ-શ્યામતા જગતમાં કોઈ પણ રીતે ઈચ્છવા લાયક જ નથી.”

તેના જવાબમાં જે કાળી સ્ત્રીઓ હતી તે કહેવા લાગી કે-“ બ્હેનો ! સાંભળો. ભલે કાળાપણું તમારી દૃષ્ટિમાં ઠીક લાગતું નહિ હોય પરંતુ હસ્તીઓ પણ કાળા હોય છે કે જે મદોન્મત્ત થઇને ફરતા ફરે છે, મેઘરાજા જે સહુના માથે ગાજ્યા કરે છે તે પણ શ્યામ છે, આંખની કીકી કાળી છે અને આંખ આંજવામાં આંજણની જરૂર પડે છે તે પણ કાળું છે, જમુના નદીના જળ પણ કાળાં છે, કસ્તૂરી કાળી છે કે જે ખરા સમયે ચેતન-શક્તિ મેળવી આપવાનું કામ કરે છે, આંબાની ડાળે બેસતી કોયલ પણ કાળી છે કે જેનો ટહુકાર કર્ણને બહુ જ મધુર લાગે છે, મરી-તીખાના દાણા કાળા છે જે ધોળા રંગના કર્પૂરની રક્ષા કરે છે, કૃષ્ણ મહારાજા કાળા હતા, શ્રી મલ્લિનાથસ્વામી, શ્રી મુનિસુવ્રતસ્વામી, શ્રી નેમિનાથ અને શ્રી પાર્શ્વનાથ પ્રભુ પણ શ્યામ વર્ણના જગતમાં પૂજનિક છે, માટે કાળાપણું કોઈ પણ રીતે વખોડવા લાયક નથી. કદાચ તમને ધોળાશઉપર બહુ ભાવ હશે; પરંતુ ધોળા તો બગલાઓ ઘણા ફર્યા કરે છે. વળી ધોળા રંગના માણસો તો ભૂતિયાં-કોઢીયાં જેવા લાગે છે તે શું સારૂ ગણાય ? અમે તો કહીએ છીએ કે જે માણસો બહુ ધોળા

દેખાય તે પ્રાયે રોગનાં ઝપાટામાં વ્હેલા સપડાઈ જાય છે, માટે ધોળાપણાનો એટલો બધો મહિમા વધારશો નહિ અને કાળાપણાને નિંદશો નહિ."

આ સાંભળતાં જ ગોરી સ્ત્રીઓએ પ્રત્યુત્તર આપ્યો કે-"બ્હેનો! બહુ બોલવાથી શું વળે? અમારા પગના અંગુઠાની બરાબરીમાં પણ તમે આવી શકો તેમ નથી. સાંભળો! ગંગાજળ ગોરૂં છે જે પવિત્ર ગણાય છે, સરોવરની શોભા વધારનારા હંસલાઓ ગોરા છે, શીતળતા અને સુગંધતા જેનામાં વસી રહેલી છે એવું ચંદન પણ ગોરૂં છે, મૃગલાઓમાં જે ગોરા વર્ણના હોય તે જમણા ઉતર્યા હોય તો સારાં શુકન ગણાય છે, શ્રી સુવિધિનાથ ભગવાન અને શ્રી ચંદ્રપ્રભુસ્વામી વર્ણમાં ગોરા છે, એટલે અમારી ઉજ્વળતા આગળ તમારૂં કાંઈ ચાલે તેમ નથી. જુઓ! ચામર ઉજ્વળ છે, કમળ ઉજ્વળ છે, હાથીદાંત ઉજ્વળ છે, પુષ્પ ઉજ્વળ છે, દક્ષિણાવર્ત શંખ ઉજ્વળ છે અને છેવટમાં ઘી પણ ઉજ્વળ છે કે જે ઘીના જ ગુણો સાંભળી તમે શાંત થઈ જશો.

ઘીએ વાધે વાન, કાન પણ સરવા થાયે,
આંખે વાધે તેજ, ખરજ ને ખોડો જાયે;
જરા ન વ્યાપે અંગ, ટાંગ તન ધાત ન ધ્રુજે,
કાયા ગહિ કટિબંધ, અર્થ આગળથી સૂઝે;
મુખનું મંડન ઘૃત સહી, હાંકયો હીંડે દેતો હડી;
ઘૃતવિહુણા જેહ નર, જાણો સુકી લક્કડી.
દોહરો—લક્કડ સરીખા તે નરા, જે નવિ પામ્યા ઘીહ;
ઘૃત જીમંતા જે બન્યા, તે પંચાયણ સિંહ.

માટે હે કાળી-શ્યામવર્ણી બ્હેનો! આ ઉજ્વળતાના

એટલે ગોરાપણાના ગુણ સાંભળી છાનામાના બેસી રહો અને વાદવિવાદ છોડી દ્યો.”

આ રીતે પરસ્પરનો વિવાદ સાંભળી વચ્ચે એક વૃદ્ધ ડોશીમા બેઠા હતા તે બોલ્યા કે-“ અરે બ્હેનો ! ખાલી વાદ શા સારૂ કરો છો ? કાળી શી અને ગોરી શી ! રૂપથી મોટાઇ મનાતી નથી, પરંતુ ગુણથી ગણાય છે; માટે આ જગતમાં જે પુન્યકરણી વધારે કરે તે રૂપવંતી ગણાય છે અને તે જ મોટી મનાય છે. સાંભળો.

**સબળરૂપ સબળ શણગાર, દાન શીળ તપ પાખે છાર;**
**તેહનું રૂપ જગમાંહે સાર, જે સ્ત્રી કરે નિત્ય પરઉપગાર.**

બ્હેનો ! જગતમાં એકલું રૂપ અને એકલો શણગાર શા કામના છે ? ખરેખરી રીતે આ સાત “ દદા ” જેનામાં હોય તે સાચી અને મોટી મનાય છે. કહ્યું છે કેઃ—

**દયા, દાન, દમ, દેહનો દોષ, દોલત જાતાં ન કરે શોક;**
**દુઃખ ભાંજે પ્રેમે પારકું, દીનવચન બોલે મુખથકું;**
**દુર્જન ઉપર ન કરે રીસ, તે સ્ત્રી પામે સબળ જગીશ;**
**એ અંગ ધરતી સાતે દદા, રૂપવંતી તસ ભાખું સુદા.**

આ રીતે બન્નેનો વિવાદ શાંત કર્યો અને શ્રીસંઘ સ્નેહપૂર્વક શ્રી સિદ્ધગિરિને ભેટવાની હોંશમાં અવિછિન્ન પ્રયાણ કરવા લાગ્યો. સંઘપતિ કુમારપાળ ભૂપાળ દેવગુરૂની ભક્તિનો ઉત્તમ લ્હાવો લીધા કરે છે અને ભોજન સમયે સર્વની સાથે બેસી દરેકની સંભાળ પ્રેમપૂર્વક કરીને સંઘભક્તિ ઉત્તમ પ્રકારે કર્યે જાય છે. શ્રી સંઘમાં વિધવિધ જાતિના સ્વાદિષ્ટ પકવાન્નો સાથે ભાતભાતની રસોઇ હમેશાં થયા કરે છે, જેનું વર્ણન લખતાં

ટૂંકમાં કવિ ઋષભદાસ સમજાવે છે કે–" રાજા કુમારપાળના સંઘમાં થતા ભોજનનો લાભ લેનારાઓના દેહનો અને મુખનો વાન જરૂર બદલાઇ ગયા સિવાય રહે જ નહિ." એટલે કે સંઘભક્તિ કરવામાં જ્યાં ખર્ચનો હિસાબ જ રાખેલ નથી એવા ઉદારદિલથી મહાન્ ખર્ચે કુમારપાળ ભૂપાળે સંઘ કાઢેલ છે.

કુમારપાળ રાજાના સંઘમાં સાથે આવેલા શ્રાવક–શ્રાવિકાવર્ગમાંથી ઘણા ભાગ્યશાળીઓ જુદી જુદી રીતે સંઘભક્તિનો લ્હાવો લેતા જાય છે. ધવળશેઠ, ધન્નાશેઠ, ધરમશીશેઠ, પાંચોશેઠ, પેથોશેઠ, પદમશીશેઠ, સુરોશેઠ, સંઘજીશેઠ અને શિવરાજશેઠ–આ સર્વે સંઘમાં પોતપોતાની શક્તિ મુજબ પુન્યના કાર્ય કરતા જાય છે. વરછશેઠ, શ્રીમલ્લશેઠ, ભોજોશેઠ, ભાખરશેઠ, ભીમોશેઠ, હીરોશેઠ, હુરખચંદશેઠ અને હરપાળશેઠ વિગેરે બહુ પ્રેમપૂર્વક સંઘમાં વૃદ્ધ તથા બાળકોની તપાસ રાખી તેમની સેવા–ભક્તિ કર્યે જાય છે. દેવોશેઠ અને દુદોશેઠ સાકરનાં પાણીની પરબો મંડાવી સંઘભક્તિ કરે છે. આંબોશેઠ અને અબજીશેઠ મોદકના હાટ મંડાવી સંઘમાં લ્હાણી કરતા જાય છે. ખેખોશેઠ, ખેતશીશેઠ અને ખીમશીશેઠ હાથ પોલો રાખી ગુપ્તદાન દીધાં કરે છે. ભદોશેઠ, ભૂપતશેઠ અને ભીમાશેઠ સંઘમાં સર્વને ઠંડા પાણી પાવાની ભક્તિ કરે છે. થાવરશેઠ, થવરોશેઠ અને થોભણશેઠ મુનિવરના પાત્રમાં આહાર વહોરાવી લ્હાવો લે છે. જાવંડશેઠ અને ભાવડશેઠ સકળ સંઘમાં દુધ અને દહિંના ઘડાઓ વપરાવી ભક્તિ કર્યાં કરે છે. સારંગશેઠ, શિવજીશેઠ અને શ્રીપાલશેઠ ત્રિકાળ જિનેશ્વર પ્રભુની પૂજાનો લાભ લીધા કરે છે અને ભાણોશેઠ તથા લખમશીશેઠ શેરડી કેળાં વિગેરે ફળો વહેંચીને સંઘભક્તિ કરે છે. આ

રીતે "છ-રી[1]" પાળતાં સિદ્ધગિરિની વાટે જતાં સહુ કોઈ કાંઇ ને કાંઇ આપીને સંઘભકિત, દેવભકિત ને ગુરૂભક્તિનો અપૂર્વ લ્હાવો લે છે.

શ્રાવિકાવર્ગમાંથી પોતીબાઈ, પાંચીબાઈ, પાંખડીબાઇ, વીરસતી અને વિમળાદે શેઠાણી, ગુણુશ્રી અને કમળશ્રી, લાછલદે અને લખમીબાઇ, કોડીમદે અને કનકાદે શેઠાણી વિગેરે જિનપૂજા-ગુરૂભકિત કરતાં-અનેક પ્રકારના દાન દેતાં સંઘભકિત કર્યે જાય છે. આ રીતે શ્રી કુમારપાળ ભૂપાળનો સંઘ બહુ પરિવારથી તેમજ હય, ગય, રથ, પાલખી અને સુભટોથી શોભતો પાંચ પાંચ ગાઉએ પડાવ નાખતો જાય છે, તેમજ જ્યાં રાત્રિ પડી જાય ત્યાં શાંતિથી સ્થિરતા કરીને સંપૂર્ણ જયણાપૂર્વક યાત્રાવિધિ સાચવતો શ્રી સંઘ પ્રયાણ કરે છે.

અહિં પ્રસંગોપાત્ કવિ ઋષભદાસ જણાવે છે કે-"દરેક ધાર્મિક ક્રિયા યથાવિધિ જયણાપૂર્વક કરવાથી સંપૂર્ણ ફળને આપે છે એવું શ્રી જિનેશ્વર ભગવંતનું ખાસ કથન છે. એ સર્વદા યાદ કરી તે પ્રમાણે વર્તન કરવાની ખાસ આવશ્યકતા સમજવી.

"જયણાપૂર્વક કાર્ય કરવાથી કર્મ-મેલ ધોવાઇ જાય છે અને ધર્મની પુષ્ટિ થાય છે. દાન, શિયળ, તપ અને ભાવ વિગેરે સકળ કરણીમાં જયણાની ખાસ જરૂર છે. પોસહ, પ્રતિક્રમણ અને પૂજા કરતાં પણ જયણાની બહુ જ જરૂર છે. સાધુધર્મમાં પણ જયણાની મુખ્ય જરૂરીયાત છે. હાલતાંચા-

---

(૧) "છ-રી" એટલે જે શબ્દના પછવાડે "રી" આવે તે-
(૧) પાદચારી. (૨) સચિત્તપરિહારી. (૩) બ્રહ્મચારી.
(૪) ભૂમિસંથારી. (૫) એકલઆહારી. (૬) સમકિતધારી.

-લતાં જયણાપૂર્વક ધુંસરાપ્રમાણ આગળ જોઈને ચાલવાની જરૂર છે. પડિલેહણા કરતાં, સંથારો પાથરતાં, માત્રાદિ પરઠવતાં, ઉઠતાં અને બેસતાં તથા ખાતાંપીતાં દરેક કરણીમાં વિધિ સાચવીને જયણાપૂર્વક કામ કરવાની જ પ્રભુની આજ્ઞા છે."

કહ્યું છે કેઃ—

યતિધર્મમાં જયણા કહી, જીવજંત ઉગારે સહી;
પડિલેહતાં ભણતાં સદ્દહે, રખે જીવ મુજથી દુઃખ લહે.
ઉઠંતા બેસંતા વળી, મુનિવર રાખે મતિ નિર્મળી;
સંથારે જયણાએ સોય, ધુંસરપ્રમાણે પંથે જોય.
ઉભો રહી ઋષિ જયણા કરે, મધુર વચન મુખથી ઉચ્ચરે;
ભુંજંતા નવિ બોલે જેહ, ઋષભ કહે ઋષિ સાચો તેહ.
એણીપરે જયણા કરતો યતિ, તેને પાપ ન લાગે રતિ;
તેમ શ્રાવકને જયણા ધર્મ, જયણા કરે તો શ્રાવક પર્મ.

કુમારપાળ ભૂપાળનો સંઘ સર્વ પ્રકારે જયણાપૂર્વક પ્રયાણ કરતો કરતો અનુક્રમે શ્રી ધધુંકા ગામે પહોંચ્યો, ત્યાં સંઘપતિ કુમારપાળ રાજા તરફથી આખા ગામમાં દરેક ઘરે થાળીમાં એકેક સોનામહોર મૂકીને લ્હાણી કરવામાં આવી અને પોતે કરાવેલા "ઝોલિકા-વિહાર" નામના જિનમંદિરમાં પ્રભુદર્શન, પૂજન આદિ ભક્તિ કરીને ત્યાંથી શ્રીસંઘ વળા-ચમારડી આવ્યો, જ્યાં બે મોટા પર્વતોઉપર જિનમંદિરો કરવા માંડેલા તે તૈયાર થયેલાં હોવાથી એકમાં શ્રી ઋષભદેવ ભગવાનની અને બીજામાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની ભવ્ય મૂર્ત્તિ પધરાવી સ્નાત્રાદિ મહોત્સવ કરીને શ્રીસંઘ ત્યાંથી આગળ ચાલ્યો.

વળા-ચમારડી એટલે વલ્લભીપુરની સીમમાં શુદ્ધ અને વિશાળ જગ્યાએ શ્રીસંઘે પડાવ કર્યો. તેમના આવાગમનના

સમાચાર ચારે તરફ ફેલાતાં અનેક સ્ત્રી–પુરૂષો જૈન અને જૈનેતર શ્રી સંઘના અને સંઘપતિના દર્શનાર્થે આવવા લાગ્યા. જેમનો સત્કાર કુમારપાળ રાજા તરફથી બહુ પ્રકારે થતો હતો અને જે જે લોકો તરફથી ધર્મકાર્યને માટે જે કાંઇ માગણી થતી હતી તે સર્વને ઉત્સાહપૂર્વક યોગ્ય રકમ આપવા માટે ભંડારીને હુકમ થતો હતો.

સકળ સંઘનો પડાવ થયા બાદ ત્યાં ઉભા ઉભા શ્રી શત્રુંજયગિરિના દર્શન કુમારપાળ ભૂપાળસહિત સકળ સંઘે ભાવપૂર્વક કર્યા. ત્યારપછી પગે ચાલીને અનુક્રમે શ્રી સંઘ તળાટી નજદીક પહોંચતા પ્રથમ તો ગિરિરાજને સોનારૂપાના ફુલથી તેમજ ઉત્તમ પરવાળા અને મોતીથી વધાવી તેની આગળ અક્ષતાદિ સામગ્રીથી સ્વસ્તિક આળેખ્યા. સહુ કોઇએ યથાશક્તિ તેની ઉપર સોનામહોર–રૂપાનાણું વિગેરે ચઢાવ્યા અને ઉલ્લાસપૂર્વક ચૈત્યવંદન કર્યું. મહોત્સવપૂર્વક પૂજા ભણાવી અને બહુ પ્રકારે ગિરિરાજની ભક્તિ કરી.

અનુક્રમે સકળ સંઘે ડુંગરઉપર ચઢવાનું શરૂ કર્યું. રસ્તામાં આવતી સર્વ દહેરીઓની અંદરની પાદુકાઓની કેશર, ચંદન, પુષ્પાદિકથી પૂજા કરી અને વંદન કરતાં કરતાં મુખ્ય ટુંકે પહોંચ્યા. મૂળનાયક શ્રી ઋષભદેવસ્વામીની મનોહર મૂર્ત્તિ નીહાળતાં અપૂર્વ ઉલ્લાસ જાગૃત થયો, રોમેરોમ વિકસ્વર થઇ ગયા, જન્મ કૃતાર્થ થઈ ગયો અને સકળ યાત્રાળુસહિત કુમારપાળ ભૂપાળ અને પટ્ટરાણી ભોપળદેવીએ ત્રણ પ્રદક્ષિણા દઈને ભાવપૂર્વક વંદણા કરી, મણિ મોતીના થાળ ભરી ભરીને પ્રભુને વધાવ્યા.

યુગાદિદેવ શ્રી ઋષભજિણંદની બહુ પ્રકારે સ્તુતિ કરીને રસના (જીભ) પવિત્ર કર્યા બાદ સૂરજકુંડ અને શેત્રુંજી નદીના

નિર્મળ જળથી સ્નાન કરી કુમારપાળસહિત સર્વેએ પ્રભુપૂજા વિધિપૂર્વક આદરી. પ્રથમ પ્રભુજીને મોરપીંછીવડે પ્રમાર્જીને સુવર્ણના અને રૂપાના કળશોવડે અનેક ધારાથી જળ અભિષેક કર્યો અને મેરૂશિખરઉપર ઇંદ્રો પ્રભુને ન્હવરાવીને જેમ લ્હાવો લે છે તેમ અપૂર્વ લાભ લઇને સુકોમળ વસ્ત્રવડે અંગ લુછીને કેશર, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, ફળ અને નૈવેદ્યની ઉત્તમ સામગ્રીથી પૂર્ણ આહ્‌લાદસહિત એકાગ્ર ચિત્તથી અષ્ટપ્રકારી અને સત્તર–પ્રકારી પૂજા કરી. એ રીતે પ્રભુની દ્રવ્યપૂજાનો લ્હાવો લીધો.

દ્રવ્યપૂજા કર્યા બાદ શ્રી આદીશ્વર દાદાની સન્મુખ સૂરિશ્રી હેમચંદ્રાચાર્યસહિત કુમારપાળ ભૂપાળ વિગેરે અવગ્રહ સાચવીને ચૈત્યવંદન કરવા બેઠા. શ્રી હેમસૂરિ મહારાજે ચૈત્યવંદન શરૂ કર્યું તેમાં ધનપાળ કવિકૃત "ઋષભપંચાશિકા" પ્રભુ–પાસે અત્યંત આહ્‌લાદપૂર્વક કહીને રસના પવિત્ર કરી, તેમજ કુમારપાળ રાજા વિગેરેએ એક ચિત્તથી શ્રવણ કરવાવડે શ્રવણને પવિત્ર કરી આત્માનો ઓર આનંદ અનુભવ્યો. આ વિધિ સંપૂર્ણ થઈ રહ્યા બાદ કુમારપાળ રાજાએ વિનયસહિત ગુરૂમહારાજને પૂછ્યું કે–" હે સાહેબ ! આપ તો વિદ્વાન, જ્ઞાની, પ્રખર પ્રતિભાશાળી અને કળિકાળસર્વજ્ઞનું બીરૂદ ધરાવનાર છો તેમજ શ્રેષ્ઠ કવિ પણ છો, તો આપને આ શ્રાવકની બનાવેલી (ધનપાળકૃત) પ્રભુસ્તુતિ બોલવાનું શું પ્રયોજન લાગ્યું? આપે આપની બનાવેલી સ્તુતિ કેમ કહી સંભળાવી નહીં ?"

તેના સમાધાન અર્થે શ્રી હેમસૂરિ મહારાજ બોલ્યા કેઃ–" હે રાજન્ ! શ્રી ઋષભપંચાશિકા ભલે ધનપાળ શ્રાવકની રચેલી છે, પરંતુ તેમાં પ્રભુગુણ, પ્રભુપ્રેમ અને પ્રભુભક્તિની ગુંથણી હૃદયના ઉમળકાથી ભાવપૂર્વક એટલી સરસ રીતે કરેલી

છે કે તે પ્રેમ, તે ભક્તિ અને તે ગુણના અમીરસભર્યા ઝરણાં મ્હારામાંથી નીકળવા તદ્દન અશક્ય છે. તે કવિ ધનપાળકૃત સ્તુતિ અને મ્હારી બનાવેલી સ્તુતિમાં હું તો કહું છું કે જેમ એક કોડી અને કંચનમાં, ચંદન અને સુકા ઘાસમાં, રાજા અને સેવકમાં, પાણી અને દુધમાં, મહિષ અને હાથીમાં, સસલા અને સિંહમાં, કીડી અને કુંજરમાં, ખદ્યોત અને સૂર્યમાં, સામાન્યજળ અને ગંગાજળમાં, નિર્ધન અને ધનિકમાં, નિર્ગુણી અને ગુણીમાં, તારા અને ચંદ્રમાં, દીપક અને દિનકરમાં, કૃપણ અને દાતારમાં, ખોટા અને સાચા મોતીમાં, પીત્તળ અને હેમમાં, હરિહરાદિ દેવો અને શ્રી જિનેશ્વર દેવમાં જેમ મહાન્ અંતર રહેલ છે, ગુણમાં મોટો ફેર રહેલો છે અને તરતમતા રહેલી છે તેવી જ રીતે કવિ ધનપાળ અને મ્હારા માટે સમજી લેવું. ખરેખર કવિ ધનપાળની બરાબરીમાં હું આવી શકું તેમ નથી. કવિ ધનપાળ તો બુદ્ધિવિશાળ પંડિત પુરૂષ હતા, જેમને શ્રી ઋષભદેવ પ્રભુસાથે અપ્રતિમ પ્રેમ, અવિહડ રંગ અને અદ્વિતીય ભાવ જેમ કોયલને સહકાર સાથે, ચાતકને મેઘની સાથે અને ગૌતમગણધરને શ્રી વીરપ્રભુની સાથે લાગ્યો હતો તેમ સંપૂર્ણ જામ્યો હતો. એ ભક્તિ-રાગથી તેમણે "શ્રી ઋષભપંચાશિકા" ઉત્તમ ભાવવાહી શબ્દોમાં રચેલી છે, માટે તે ધનપાળ કવિ તો મહાન્ પુરૂષની પંક્તિમાં પંકાઈ ગયા છે અને તેમની રચેલી "ઋષભપંચાશિકા" શ્રી ઋષભદેવ સન્મુખ કહેતાં ભક્તિભાવની વિશેષ જાગૃતિ થાય તેમ છે."

કુમારપાળ ભૂપાળ અને સર્વ શ્રોતાવર્ગ શ્રી હેમસૂરિ મહારાજની આટલી બધી લઘુતા જોઈ પ્રશંસા કરવા લાગ્યા અને બોલ્યા કે—"જગતમાં જેઓ ગુણના ભંડાર છે તે

પુરૂષો સ્વાભાવિક રીતે સ્વગુણની શ્લાઘા બીલકુલ કરતા જ નથી, પરંતુ હમેશાં પરગુણની પ્રશંસા જ કર્યા કરે છે. સન્તપુરૂષો આપબડાઈ કદિ કરતા જ નથી. એમના ગુણો તો આપોઆપ ઝળકી ઉઠે છે અને તેઓ પૂજનીય બને છે. ભલે સાકર ન કહે કે હું સ્વાદમાં ગળી છું પણ તેમાં રહેલી મીઠાશ છાની રહે તેમ નથી. ભલે ચંદન ન કહે કે મ્હારામાં શીતળતા ભરેલી છે પરંતુ તેની શીતળતા તો સ્વાભાવિકપણે પ્રગટ થયા વગર રહે જ નહિ. ભલે અમૃત ન કહે કે મ્હારામાં અનુપમ મીઠાશ છે પરંતુ તેનો મહાન્ ગુણ અને રસમધુરતા જગતમાં છુપા રહી શકે જ નહિ, તેવી જ રીતે સૂરિશ્રી હેમચંદ્રાચાર્યને ધન્યવાદ ઘટે છે કે જેઓ કળિકાળસર્વજ્ઞનું બિરૂદધારી પ્રખર પંડિત પુરૂષ છતાં સ્વગુણની પ્રશંસા નહિ કરતાં લઘુતા બતાવી રહ્યા છે; પરંતુ તેમના ગુણો અને તેમની ઉત્તમતા ઢાંકી રહે તેમ નથી; સ્વયમેવ પ્રગટ થાય છે."

તે વખતે કુમારપાળ મહારાજા શ્રી હેમસૂરીશ્વરના ગુણની સર્વ સમક્ષ પ્રશંસા કરતાં કહેવા લાગ્યા કે–" જેમ તીર્થમાં શ્રી શત્રુંજય તીર્થ, દેવોમાં ઇંદ્ર, હાથીમાં ઐરાવણ, સમુદ્રમાં ક્ષીરસમુદ્ર, રાજાઓમાં રામ, છ આરામાં સુસમસુસમા નામે આરો, શિયળવંતી સ્ત્રીઓમાં સીતા, બાણાવળીમાં અર્જુન, જળમાં ગંગાજળ, સર્વ નારીઓમાં શ્રી મરૂદેવા માતા, પથ્થરોમાં હીરો, અશ્વોમાં રવિના અશ્વ, પશુઓમાં સિંહ, દુઝાણામાં મહિષી, નાણામાં સોનામહોર, માની પુરૂષોમાં દશાર્ણભદ્ર, દાની પુરૂષોમાં શ્રી શાંતિનાથ ભગવાન અને ભોગી પુરૂષોમાં શ્રી શાલિભદ્ર અધિકપણે શોભે છે તેમ આ સમયે શ્રી હેમસૂરિ મહારાજ શોભી રહ્યા છે. તેમની સરખા અન્ય

કોઇ ઉત્તમ યોગી પુરૂષ છે જ નહિ."

હેમ સચો યોગી નહિ, ભાખે કુમર નરિંદ;
હેમ કહે હું નહિ ભલો, ભલો તે ઋષભ જિણંદ.
જસ પદ પુન્ય પસાઉલે, શેત્રુંજાગિરિ હુઓ સાર;
રાયણ રૂંખે સમોસર્યા, પૂર્વ નવાણું વાર.

હેમસૂરીશ્વર બોલ્યા કે–" હે રાજન્! આપ મ્હારી સ્તુતિ કરી મને ભલો કહો છો; પરંતુ તે અયુક્ત ઘટના છે. જગતમાં મ્હારા કરતાં તેમજ સર્વ કરતાં ભલામાં ભલા અનંત ગુણથી ભરેલા; અનંતા જીવોનો ઉદ્ધાર કરવાવાળા, પરમ પુન્યવંત પ્રભુ શ્રી ઋષભજિણંદ છે કે જેમના પુન્યપ્રભાવે શ્રી શત્રુંજયતીર્થ પૃથ્વીતળમાં પંકાણું છે અને જેમણે પૂર્વ નવાણુ વાર આવી, રાયણવૃક્ષ તળે સમવસરી આ તીર્થને પાવન કરેલ છે. એ કારણથી આ રાયણવૃક્ષ પણ પૂજનિક છે, એનો મહિમા પણ અપૂર્વ છે, માટે યુગલાધર્મનિવારક શ્રી આદીશ્વર ભગવાનની ત્રિકરણ યોગે ભકિત કરીને અને રાયણવૃક્ષની શીતળ છાયા નીચે બેસી પરમાત્માનું ધ્યાન ધરીને આત્મકલ્યાણ કરી લ્યો."

આ હકીકત સાંભળી કુમારપાળ રાજા વિગેરેએ રાયણવૃક્ષને પ્રદક્ષિણા દઇને આદીશ્વર પ્રભુનાં પગલાની પૂજા કરી. વળી ફરીથી શ્રી ઋષભજિણંદની ભક્તિમાં લયલીન થઇ જઈ અનુપમ આંગી રચી પ્રભુના નવ અંગે નવ લાખની કિંમતના નવ રત્નો મૂકયાં, સુવર્ણમય એકવીશ ધ્વજાઓ ચઢાવી, ચામરછત્ર વિગેરે પ્રભુપાસે ધરી, મણિ, માણેક, મુકતાફળના થાળો ભરી ભરીને અપૂર્વ ઉલ્લાસવડે પ્રભુને વધાવ્યા અને એકચિત્તે પ્રભુસ્તુતિ બહુ પ્રકારે કરીને પૂરેપૂરો લ્હાવો લીધો.

આ રીતે શ્રી જિનેશ્વર ભગવંતની અપૂર્વ ભક્તિ કુમારપાળ રાજાએ કરી તે જોઈને તે વખતે ત્યાં ઉભેલો એક ચારણ બોલી ઉઠ્યો કે-" શ્રી આદીશ્વર દાદાની એક પુષ્પની પૂજા પણ શિવપદવી આપે છે, એટલે ખરેખર શ્રી જિનેશ્વર દેવ તો જગતમાં બહુ જ ભોળા દેખાય છે."

તે ચારણ વળી સ્તુતિ કરતાં બોલ્યો કે-" જગતમાં શ્રી ઋષભદેવસમાન પૂજનિક અન્ય કોઈ દેવ નથી અને તે જિનેશ્વર ભગવંતની અપૂર્વ ભક્તિ કરનાર રાજા કુમારપાળ જેવા કોઇ રાજા નથી. ખરેખર મ્હારે તો આજે શ્રી આદીશ્વર ભગવંતના દર્શન અને વળી રાજા કુમારપાળનો મેળાપ થતાં મ્હારા દુઃખ-દારિદ્રરૂપી અંતરાય આજથી જ સર્વ નાસી ગયા છે." તેમ કહી તે ચારણ કુમારપાળ ભૂપાળની સ્તુતિ કરતાં કહેવા લાગ્યો કેઃ—

દીપક જીમ તું દિનમણિ, તું સાયર તું વીર;
કલ્પદ્રુમ જાણી કરી, કિમ જાચું જ કરીર.

કવિત.

મિલે જો ગંગા નીર, તો અવર નીર કાં પીજે;
મિલે મિત્ર જો ઉંચ, નીચ સંગતિ કાં કીજે.
મિલે પઠંગ[1] પાખર્યો, તો પાળો[2] કુણ દોડે;
મિલે જો હીરના ચીર, તો અંગ ખાસર[3] કુણ ઓઢે.
મિલે છાંય સુરતરૂતણી,[4] બણુલ[5] કહો કેમ જાઇએ;
સુકવિ કહે મંદિર તજી. મઢીમાંહે[6] કહો કુણ રહે?

૧ અશ્વ. ૨ પાળો-પગે ચાલતો. ૩ જાડાં-ખાદીના વસ્ત્ર. ૪ કલ્પવૃક્ષની. ૫ બાવળની છાયાએ. ૬ ઝુંપડીમાં.

આભોગન[1] ચક્રીતણો, પામ્યા અનંતી વાર;
જૈન ધર્મ વિના વળી, જાણો સહુ અસાર.

આ પ્રમાણે કુમારપાળ ભૂપાળે આહ્લાદમાં આવી જતાં વિશુદ્ધ ભાવથી શ્રી જૈન ધર્મની પ્રશંસા કરી અને ગુરૂ શ્રી હેમસૂરિ મહારાજને વંદન કર્યું તે સમયે સૂરીશ્વરે રાજાજીના મસ્તકઉપર હાથ મૂકયો અને કહ્યું કે-" ત્રિભુવનપાળના કુળમાં દીપકસમાન ! તમોને ધન્ય છે ! અહો ! ધન્ય છે ! તમારી પુન્યરાશીને કે તમો જૈન ધર્મરૂપી ચિંતામણિરત્ન પામ્યા !! " આ અવસરે રાજા કુમારપાળના મસ્તકઉપર સૂરિશ્રીએ હાથ મૂકેલો જોઇને ત્યાં ઉભેલો એક ચારણ બોલ્યો કે-'હે પૃથ્વીનાથ ! સાંભળો. જગતમાં આવા પ્રકારની ઘણી વાતો અસંભવિત ગણાય છે.

મેઘ રૂપ કાળું ધરી, આપે ઉજ્જવળ નીર;
પશુ ગાય તરણા ચરે, આપે અમૃત ખીર.
કસ્તૂરી કાળી સહી, ઉપની માઠે ઠામ;
ઉંચો એ પરિમલ બહુ, આવે ઘણાને કામ.
મુક્તાફળ તેજે વર્યો, કુંજરતણે કપાળ;
નરનારી નૃપતિ ખુશી, તેહનું રૂપ નિહાળ.

આ રીતે આ વસ્તુઓમાં જેમ અસંભવિતપણું રહેલું છે તેમ જે ગુરૂ હેમસૂરીંદના પાદમાં સહુ કોઈ શિર ઝૂકાવી નમસ્કાર કરે છે, તે હેમસૂરીંદનો હસ્ત હે રાજન્ ! આ વખતે આપના મસ્તકઉપર પડેલો જોઇ મને ખરેખર અસંભવતા જ લાગે છે.' આ પ્રકારની ઘટના કરી તે કવિ બોલ્યો કે:—

---

૧ ચક્રીતા ભોગ.

હેમ તુમારા કર નમું, જીહાં અનંતી ઋદ્ધિ;
જેહ ચંપ્યા હેઠે સુંહે, તીહાં ઉપને સિદ્ધિ.

અર્થાત્ જ્યાં હેમસૂરિ મહારાજનો હસ્ત પડે છે ત્યાં ઋદ્ધિના ઢગલા થાય છે અને શ્રી હેમસૂરીશ્વરના હાથ નીચે જે ચંપાય છે એટલે જેના ઉપર સૂરીશ્વરનો હાથ આવી પડે છે તેને તો સર્વ પ્રકારની સિદ્ધિ આવી મળે છે."

વળી તે ચારણ હેમસૂરિ મહારાજની સ્તુતિ કરતો કહેવા લાગ્યો કે-"જગતમાં ઘણા પુરૂષો થઇ ગયા છે તેમાં કાંઇ ને કાંઈ ખોડ-ખામી તો કહેવાણી છે. જેમકે-શુક્રાચાર્ય સુરગુરૂ એક આંખે કાણા હતા, સૂર્ય તેજસ્વી છે પરંતુ ઘસાતો જાય છે, ચંદ્રમા ભલે શીતળ છે પણ ગળતો જાય છે, બલિરાજા જો કે બહુબળીઓ કહેવાતો હતો છતાં તેને બંધાવું પડયું હતું, અર્જુન મહાન્ બાણાવળી તરીકે પંકાણો હતો છતાં વ્યંઢળ (નપુંસક)ના રૂપમાં રહેવું પડયું હતું, અરણિક મુનિવર કામદેવના ઝપાટામાં ઝંપલાણા હતા, સમુદ્રને મંથાવું પડયું, કૃષ્ણ કાળા કહેવાણા, કેશરીસિંહને મેઘગર્જના અસહ્ય લાગવાથી મસ્તક પછાડી મરવું પડે છે, રાવણ બળવાન્ હતો પરંતુ પરસ્ત્રીહરણના પ્રતાપે મસ્તકરહિત થઇ ગયો, શેષનાગ પૃથ્વીને ઝીલી રહ્યો છે એમ કહેવાય છે પણ તેનામાં ઝેર ભરેલું છે, રાહુ ધડરહિત છે, ચંડરૂદ્ર સૂરિમાં બહુ જ રીસ હતી, બ્રહ્મા પ્રજાપતિ એટલે કુંભાર તરીકે પંકાણા, રહનેમિએ રાજેમતિ પાસે ખોટી યાચના કરી લાંછન લગાડ્યું, ભરત મહારાજાએ લોભને વશ પડી પોતાના બાન્ધવ બાહુબળીસાથે મોટું યુદ્ધ આદર્યું, અંપાઢાભૂતિ મુનિએ કપટથી આહાર વહોર્યો, આર્દ્રકુમાર દીક્ષા લીધા પછી ફરીથી સંસારી

થઈ પુત્રસ્નેહે સુતરના તાંતણે બંધાતાં બાર વરસ સુધી ગૃહવાસમાં પડી રહ્યા, પાતાળમાં રહેલા કાળીનાગને પણ નથાવું પડ્યું, પાંડવો મહાપરાક્રમી હતા તો પણ બાર વર્ષ વનવાસ વેઠી એક વર્ષ સંતાવું પડ્યું, દશાર્ણભદ્રને માન-અહંકાર આવી ગયો, પ્રસન્નચંદ રાજર્ષિ જેવા દુર્ધ્યાને ચડી ગયા, નંદીષેણે સ્ત્રીવલ્લભ થવાનું નિયાણું બાંધ્યું, કંડરીક સંયમથી પતિત થયા, સનત્કુમાર ચક્રવર્તીને રૂપનો મદ થયો, સેલગસૂરિ યોગથી મુકત થયા, નંદીષેણે વેશ્યાને ત્યાં રહી ચારિત્ર ખંડિત કર્યું, બાહુબળી માનરૂપી વેલડીએ વીંટાઈ ગયા, કયવન્ના શેઠ મોહથી પરઘરે પડ્યા રહ્યા, ઢંઢણમુનિ જેવાને આહારની મુશ્કેલી પડી, ગજસુકુમાળના મસ્તકપર સોમિલ સસરે અંગારા ભર્યા, નળરાજા દ્યુતના વ્યસની થયા, ભીમ બહુ જ જબ્બર પુરૂષ તરીકે પંકાયેલ છતાં રસોઇયા તરીકે રહેવું પડયું અને હરિશ્ચંદ્ર જેવા સત્યવાદીને નીચને ઘરે પાણી ભરવું પડયું. આ રીતે કાંઈ ને કાંઇ ખામીનો અનુભવ ઉપર્યુક્ત દ્રષ્ટાંતોમાં જણાઈ આવે છે. ”

વળી ગુરૂ શ્રી હેમસૂરિની સ્તુતિ કરતાં તે ચારણ કહેવા લાગ્યો કેઃ—

**હેમ સમો મુનિવર નહિ, જેણે પ્રતિબોધ્યો રાય;**
**જલચર થલચર જીવની, તેં કીધી રક્ષાય.**
**પંખીને પરાભવ નહિ, જેહને મસ્તકે હેમ;**
**ચારણ કહે તુમ દરિશણે, મુજને હુઓ બહુ પ્રેમ.**

આ રીતે તે ચારણની બહુ પ્રકારની સ્તુતિ સાંભળી કુમારપાળ રાજાએ ખુશી થઇને તે ચારણને પણ નવ લાખ ટકાનું દાન દીધું અને ઉત્તમ કપડાં વિગેરેની પહેરામણી કરી સંતુષ્ટ કર્યો.

હવે સકળ સંઘ અને હેમસૂરિ મહારાજસહિત સંઘપતિ કુમારપાળ શ્રી શત્રુંજયની પાંચમી ટુંક જે ગઢગિરનારના નામથી સુપ્રસિદ્ધ છે ત્યાં જવા માટે પાલીતાણા નગરથી નીકળ્યા. રસ્તામાં ગામેગામ શ્રી જિનેશ્વરદેવને જુહારતાં અનુક્રમે ગિરનારજી પહોંચ્યા અને ગિરિવરને નિહાળતાં જ મોતીના થાળ ભરી ભરીને વધાવવા લાગ્યા. પછી સકળ સંઘસહિત સંઘપતિ કુમારપાળ અને ગુરૂ શ્રી હેમસૂરીંદ્ર વિગેરેએ ગિરનાર તીર્થઉપર ચડવું શરૂ કર્યું. તે સમયે તે પર્વત સહેજ ચલાયમાન થયો. અહિં કવિ ઋષભદાસ ઘટના કરતા જણાવે છે કે–" શ્રી ગિરનાર પર્વતઉપર આજે આવા ઉત્તમ પુન્યશાળી પુરૂષનાં પગલાં પોતાની ઉપર પડવાથી પાવન થયાના હર્ષના આવેશમાં આવી જઇને નાચ્યા કરે છે. ખરેખર જ્યાં મહાન્ પુરૂષનો અવતાર થાય તે નગરને પણ ધન્ય છે, તેમજ આવા પર્વતને પણ ધન્ય છે કે જ્યાં પવિત્ર પુરૂષનાં પગલાંનો સ્પર્શ થયા જ કરે છે." કુમારપાળ ભૂપાળે ગિરિકંપનું કારણ પૂછતાં સૂરિમહારાજે કહ્યું કે–" આ ગિરિઉપર ચડતાં માર્ગમાં 'કોટિશિલા ને છત્રશિલા' નામની બે શિલાઓ આવે છે, તે બે પુન્યશાળી પુરૂષોના સાથે ચડવાથી કદાચ પડે એવી વૃદ્ધજનોની વાણી છે, તે માટે આપણે આગળ-પાછળ ચડવું યુક્ત છે." તે સાંભળી વિનયવંત કુમારપાળ રાજાએ સૂરિમહારાજને પ્રથમ ચઢવાનું કહ્યું અને તેઓ પાછળ પાછળ ચઢ્યા.

અનુક્રમે શ્રી ગિરનારજીઉપર ચઢીને શ્રી નેમિનાથ ભગવાનને ભાવથી ભેટી અષ્ટદ્રવ્યની ઉત્તમ સામગ્રીસહિત અતિ આહ્લાદવડે સંપૂર્ણ ભક્તિભાવથી સકળ સંઘસાથે કુમારપાળ

મહારાજાએ પ્રભુપૂજા કરીને પોતાના જન્મને કૃતાર્થ કર્યો. શ્રી હેમસૂરિ મહારાજે ઉપદેશદ્વારા જણાવ્યું કે:—

વસુધાનું ભૂષણ તે સહી, ખરી સંપદા તેહની કહી;
જગમાં જીવ્યા તે પરમાણ, સંઘપતિ તિલક ધરાવે જાણ.

શ્રી ગિરનારનું વર્ણન કરતાં ગુરૂમહારાજે જણાવ્યું કે—આ રૈવતાચળ શ્રી શત્રુંજયની પંચમગતિદાયક પાંચમી ટુંક શાસ્ત્રમાં કહેલી છે અને તેનું નામ પ્રથમ આરે શ્રી કૈલાસગિરિ, બીજે આરે શ્રી ઉજ્જયંતગિરિ, ત્રીજે આરે શ્રી રૈવતગિરિ, ચોથે આરે શ્રી સ્વર્ણગિરિ અને પાંચમે આરે ગઢગિરનાર—એ રીતે સુપ્રસિદ્ધ છે. છઠ્ઠા આરામાં તે નંદભદ્રગિરિના નામથી ઓળખાશે." આ રીતે શ્રી ગિરનારજીસંબંધી હકીકત જાણી કુમારપાળ ભૂપાળ અતિ હર્ષિત થયા અને ગુરૂ મહારાજને પૂછ્યું કે—"હે સ્વામિન્! આ વજ્રરત્નમયી પ્રતિમા કોણે અને ક્યારે ભરાવી?"

ગુરૂમહારાજે કહ્યું કે—" આ ભરતક્ષેત્રને વિષે ગત ચોવીશીમાં ત્રીજા શ્રી સાગર તીર્થંકરના સમયે ઉજ્જયિની નગરીમાં નરવાહન નામે રાજા રાજ્ય કરતો હતો. તેના ઉદ્યાનમાં શ્રી સાગર તીર્થંકર એક વખતે સમવસર્યા. તે વધામણી સાંભળી નરવાહન રાજા સકળજનસહિત વંદન કરવા નીકળ્યા, અને યથાવિધિ વંદન કરીને યોગ્ય સ્થાનકે બેસી તીર્થંકરમહારાજની અમૃતમય દેશના તેણે સાંભળી. પછી વિનયસહિત બે હસ્ત જોડી પૂછવા લાગ્યા કે—" હે સ્વામી! હું ક્યારે કેવળજ્ઞાન પામીશ?" ત્યારે શ્રી સાગરજિનેશ્વર બોલ્યા કે—"હે નરવાહન રાજા! તમે આવતી ચોવીશીમાં શ્રી નેમિનાથ પ્રભુના સમયે કેવળી થશો."

નરવાહન નૃપતિએ વૈરાગ્યમય શ્રી જિનવાણી સાંભળીને તરતજ સંસારની અસારતા સમજી દીક્ષા અંગીકાર કરી અને વિશુદ્ધપણે ચારિત્ર પાળી કાળધર્મ પામી બ્રહ્મદેવલોકને વિષે દશ સાગરોપમના આયુષ્યવાળા ઈંદ્ર થયા. ત્યાં ઉત્પન્ન થતાં જ આ સુરપદવી શાથી પ્રાપ્ત થઇ ? એ અવધિજ્ઞાનવડે જાણીને શ્રી જિનેશ્વર ભગવંતની ભક્તિ કરવા અને પોતાના આત્માનો પણ ઉદ્ધાર કરવા બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ પ્રભુની વજ્રરત્નની પ્રતિમા ભરાવી પોતાના દેરાસરમાં પધરાવી. પછી બહુ કાળપર્યંત તેની પર્યુપાસના–સેવા કરી.

ભવને અંતે પોતાનું અલ્પ આયુષ્ય બાકી રહ્યું છે એમ સમજીને તે ઇંદ્રે આ વજ્રમય શ્રી નેમિનાથની પ્રતિમા જ્યાં એ પ્રભુના દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ એ ત્રણે કલ્યાણક થવાના હતા એવા પવિત્ર ગિરિ શ્રી રૈવતાચળમાં પધરાવવાનો નિશ્ચય કર્યો. સ્વર્ગમાંથી પ્રતિમા લઇને તે ઇંદ્ર ગિરનારજી પર્વતઉપર આવ્યા અને વજ્રવડે તેને ખોદીને ભૂમિમાં રૂપાનું મનોહર મંદિર બનાવ્યું અને તેને ત્રણ ગભારા કર્યા, જેમાં રત્નના, મણિના અને સુવર્ણના એ રીતે ત્રણ બિંબની સ્થાપના કરી. અને આગળ સુવર્ણનું પબાસણ કરીને તેની ઉપર વજ્રમયી નેમિનાથની પ્રતિમાની સ્થાપના કરી.

તે ઇંદ્ર આયુ સંપૂર્ણ કરી ત્યાંથી સંસાર પરિભ્રમણ કર્યા બાદ શ્રી નેમિનાથ તીર્થંકરના સમયે મહાપંક્તિ દેશને વિષે ક્ષિતિસાર નામે નગરમાં પુન્યસાર નામે રાજા થયો, જેના પુન્યના આકર્ષણથી શ્રી નેમિનાથ ભગવાન ત્યાં આવીને સમવસર્યા. તે વધામણી સાંભળી પુન્યસાર રાજા તરત જ પ્રભુને વંદન કરવા આવ્યા. પ્રભુની દેશના સાંભળી મિથ્યાત્વ પરિ-

ણુતિનો ત્યાગ કરીને તે શુદ્ધ શ્રાવક થયા અને પ્રભુપાસેથી પોતાનો પૂર્વભવ સાંભળી ગઢગિરનારે જઈને બહુ પ્રકારે પ્રભુભક્તિ કરી. પાછો પોતાના નગરમાં આવી સંસારને અસાર સમજી વૈરાગ્યવાસિત ચિત્ત થવાથી પોતાના પુત્રને રાજગાદી-ઉપર બેસાડી નેમિનાથ પ્રભુપાસે દીક્ષા ગ્રહણ કરી. પછી અનેક પ્રકારના તપ તપી અષ્ટ કર્મોને ખપાવીને મુક્તિપદ પ્રાપ્ત કર્યું. આ રીતે બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ પ્રભુના ત્રણે કલ્યાણક અત્રે થવાથી આ ગિરિ અને આ બિંબ ત્રણે લોકમાં પૂજનિક છે. પુન્યસારના મોક્ષે ગયા બાદ અનુક્રમે આ ગિરનારજી તીર્થઉપર એક લેપમય બિંબની સ્થાપના થઈ હતી."

શ્રી હેમસૂરિ મહારાજે આગળ વર્ણન કરતાં જણાવ્યું કે-" શ્રી નેમિનાથ ભગવાનના નિર્વાણ પછી નવ સો વર્ષથી કાંઈક અધિક વર્ષ વીત્યા બાદ શ્રી કાશમીર દેશનો રત્ન નામનો શ્રાવક પવિત્ર તીર્થ શ્રી ગિરનારની યાત્રા કરવા આવ્યો. દર્શન કર્યા બાદ પ્રભુપૂજા કરવા માટે રત્નશ્રાવકે વિધિવત્ સ્નાન કર્યું અને પછી ઉત્તમ પ્રકારની સામગ્રી લઈને પ્રભુની જળપૂજા કરવામાં તલ્લીન બની જળ-કળશ ભરીને પ્રભુનું પ્રક્ષાલન કરવું શરૂ કર્યું. તે જળની ધારા બિંબઉપર પડતાં જ તે લેપમય બિંબ ગળી ગયું. આ જોતાં તે રત્ન શ્રાવક મનમાં ઘણો જ ખેદ પામ્યો અને આ રીતની પ્રભુની મહાન્ આશાતના થવાથી તે શ્રાવક ત્યાં જ ચાર આહારનો ત્યાગ કરીને બેઠો. એ રીતે તેને સાઠ દિવસના ઉપવાસ થયા. તે તપશ્ચર્યાના આકર્ષણથી શ્રી અંબિકાદેવી પ્રસન્ન થઈને ત્યાં આવ્યા અને તે રત્નશ્રાવકને કહ્યું કે:-" હે વત્સ ! ખેદ કરવાનું કાંઇ કારણ નથી. આ લેપમય બિંબ ગળી ગયું તે

સ્થાને બ્રહ્મેંદ્રના કરેલા ભૂમિચૈત્યમાં સુવર્ણના પબાસણ ઉપર પધરાવેલી વજ્રમયી પ્રતિમા છે તે લાવીને અહિં પધરાવ.” પછી તે રત્નશ્રાવકે દેવીવચનાનુસાર આ વજ્રમયી પ્રતિમા ત્યાંથી લાવીને અહીં પધરાવી છે જે ત્રણ જગતમાં સર્વને પૂજનિક છે. અન્ય શાસ્ત્રમાં પણ કહેલ છે કે–“વામન અવતારને વિષે વિષ્ણુએ બલિરાજાને બાંધવા સારૂ શ્રી રૈવતાચળ-ઉપર આવીને શ્રી નેમિનાથની આરાધના કરી હતી.”

આ પ્રમાણે શ્રી ગિરનારજી તીર્થનું અપૂર્વ માહાત્મ્ય શ્રી હેમસૂરિપાસેથી સાંભળીને કુમારપાળ રાજાના હૃદયમાં હર્ષનો પાર રહ્યો નહિ અને ઉલ્લાસમાં આવીને બહુ ભક્તિ-ભાવપૂર્વક પ્રભુસેવા કરી પોતાનો જન્મ કૃતાર્થ કર્યો. પછી તીર્થમાળ પહેરવાનો અવસર આવ્યો, તે વખતે રકમની ઉછામણી બોલાતાં સવાકરોડની બોલીથી તે આદેશ પણ શેઠ જગડુશાહે લઈને પોતાની માતાના ગળામાં ઇંદ્રમાળ પહેરાવી તેને એ અતિ ઉત્તમ લ્હાવો લેવરાવ્યો.

શેઠ જગડુશાહે સવા કરોડની બોલીથી જે આદેશ લીધો હતો તેનાં દામ ચૂકવવા માટે પ્રથમની માફક સવા કરોડનું મૂલ્યવંત એક રત્ન કુમારપાળ ભૂપાળની આગળ વિનયપૂર્વક રજુ કર્યું. તે વખતે આશ્ચર્ય પામીને રાજાજીએ પૂછ્યું કે–“શેઠજી! આવાં અમૂલ્ય રત્નો આપને કયાંથી મળ્યાં છે?” તેના જવાબમાં જગડુશાહે નિવેદન કર્યું કે–“શ્રી મહુવાનગરીમાં હંસરાજ મંત્રી નામે મ્હારા પૂજ્ય પિતાશ્રીને પુન્યયોગે આવાં પાંચ રત્નો પ્રાપ્ત થયાં હતાં, જેમાંના ત્રણ રત્નો સંઘભક્તિ કરવા નિમિત્તે તીર્થયાત્રામાં ખર્ચવા તેમનો ખાસ ઇરાદો હતો અને એ માટે હૃદયમાં તેમને ઉંચી ભાવના પણ

હતી; પરંતુ કાળની વિષમ ગતિ હોવાથી એ પ્રકારની તેમની મનની ઇચ્છા મનમાં જ રહી ગઇ. એટલે એ કાર્ય કરવાની અભિલાષા સફળ થયા પહેલાં એમનું સ્વર્ગગમન થવાથી એ પાંચ રત્નો મ્હારી પાસે આવ્યા. મ્હારા સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રીની ઇચ્છાનુસાર તેમાંનાં ત્રણ રત્નો પૈકી બે રત્નો તો શ્રી શત્રુંજય તીર્થ અને શ્રી ગિરનારજી તીર્થમાં આ રીતે વપરાણા છે અને એક રત્ન દેવપત્તન[1] વાપરવાનું છે, બાકીના બે મ્હારા નિર્વાહ નિમિત્તે રાખવાનું તેઓશ્રીં ફરમાવી ગયેલા છે."

શેઠ જગડુશાહે કુમારપાળ મહારાજાએ કરેલી તીર્થ-યાત્રા અને સંઘભક્તિ જોઇને હર્ષપૂર્વક વિનંતિ કરી કે—"કૃપાળુ રાજાજી! આ તે બન્ને મૂલ્યવંત રત્નો હું આપની પાસે ભેટ ધરૂં છું, તો આપશ્રી તેનો જરૂર સ્વીકાર કરશો." આ પ્રકારનો પ્રેમભાવ જોઇ કુમારપાળ બોલ્યા કે—"જગતમાં જગડુશાહને ખરેખર ધન્યવાદ ઘટે છે કે જેણે પોતાના પિતાશ્રીની જે ઇચ્છા હતી તે ભાવપૂર્વક પૂરી પાડી, તીર્થ-તુલ્ય પોતાની માતુશ્રીને ઉત્તમ લ્હાવો લેવરાવ્યો અને મૂલ્ય-વંત ત્રણ રત્નોનો સદ્વ્યય કરી હજુ નિર્વાહનિમિત્તના બે રત્નો પણ પ્રેમપૂર્વક અને ભેટ ધરી દે છે." આ રીતે કહીને રાજાજીએ જગડુશાહને પોતાની પાસે બેસાડી રત્નો લેવા માટે ના પાડી; પરંતુ જગડુશાહનું દિલ દુખાતું જોઇને તે રત્નનો સ્વીકાર કરી છેવટે રાજાજીએ અઢી કરોડ રૂપિયા આપી જગડુશાહનો બહુ રીતે સત્કાર કર્યો.

આ રીતે કુમારપાળ રાજા શ્રી શત્રુંજય અને શ્રી ગિર-

---

૧. પ્રભાસપાટણ.

નારજી તીર્થની સંઘસહિત યાત્રા કરી સંપૂર્ણ લાભ લઈને અનુક્રમે શ્રી પાટણપુરીમાં પાછા પધાર્યા. તે વખતે બહોંતેર સામંતાદિની સામયામાં હાજરી હતી. એ રીતે બહુ જ ધામધુમ અને હર્ષપૂર્વક નગરપ્રવેશ કર્યો. પછી સુપુન્યે શાશ્વતી અઠ્ઠાઇના શુભ દિવસોનો સુયોગ પ્રાપ્ત થવાથી દેવતાઓ જેમ નંદીશ્વરદ્વીપમાં જઇ અષ્ટાહ્નિકા મહોત્સવપૂર્વક શ્રી જિનભક્તિ કરે છે તે રીતે બહુ જ મહોત્સવપૂર્વક કુમારપાળ મહારાજાએ પાંટણપુરીમાં અઠ્ઠાઇ મહોત્સવ શરૂ કરાવ્યો અને તન-મન-ધનથી ઉત્તમ પ્રકારે લ્હાવો લઇને આત્મોન્નતિની સાથે શાસનોન્નતિ કરી. રાસકર્ત્તા કવિ ઋષભદાસજી કહે છે કેઃ—

**સંકળ કામ કુમારે કર્યા, રાખ્યું જગમાં નામ;**
**નિત્ય સેવા કરે ગુરૂતણી, મુખ બોલે ગુણગ્રામ.**

એક સમયે શ્રી હેમસૂરિ મહારાજ શ્રી વીરપ્રભુનું ચરિત્ર વાંચતા હતા અને કુમારપાળ ભૂપાળ આદિ સભા એક ચિત્તે મધુરી દેશનાનું પાન કરતી હતી, જેમાં જગતપ્રભુ શ્રી મહાવીર ભગવાનની પ્રતિમાનો સંબંધ આવતાં અભયકુમારે વિનયવડે તે સમયે પ્રભુ શ્રી મહાવીરસ્વામીને પૂછેલું કેઃ-" હે કૃપાળુનાથ ! આ જીવિતસ્વામીની પ્રતિમા કેટલા કાળ સુધી પૂજાશે ? અને છેવટે તે પ્રતિમા કયાં જશે ? " આ પ્રશ્નના ઉત્તરમાં અનંત જ્ઞાનનો ધણી પ્રભુ શ્રી વીરભગવાન બોલ્યા કે-" આગળ એક કુમારપાળ નામે રાજા થશે જે વિત્તભયપાટણથી આ પ્રતિમા અણહિલપુરપાટણમાં લાવી ત્રિકાળપૂજા કરશે. " આ રીતે સભાસમક્ષ શ્રી વીરચરિત્રદ્વારા શ્રી હેમસૂરિપાસેથી આવી અદ્ભુત હકીકત સાંભળી કુમારપાળ રાજા હૃદયમાં બહુ જ હર્ષિત થઇને બોલ્યા કે-" અહો ! અહો ! મ્હારૂં પુન્ય

પ્રબળ દીસે છે કે હું શ્રી વીરપ્રભુની રસનાએ ચડ્યો, તેમજ હું ભાગ્યશાળી લેખાઉં કે શ્રી વીરભગવાને દેવ, મનુષ્ય અને તિર્યંચની મોટી સભામાં અભયકુમાર મંત્રીપાસે મ્હારૂં નામ ઉચ્ચાર્યું." પછી હર્ષના આવેશમાં કુમારપાળ ભૂપાળ બોલ્યા કેઃ—

**સફળ થયો મ્હારો અવતાર. વીરે કીધી મ્હારી સાર;**
**રસનાએ ચડીયું મુજ નામ, તો સહી સિધ્ધ્યાં મ્હારાં કામ.**

ત્યારબાદ ગુરૂમહારાજને 'એ પ્રતિમા ક્યાં છે?' એ હકીકત પૂછતાં શ્રી વીત્તભયનગરમાં એ પ્રતિમા જણાવતાં કુમારપાળે રાજાએ જલ્દી પોતાના સેવકોને ત્યાં મોકલ્યા અને આડંબરસહિત વિધિપૂર્વક તે પ્રતિમા પાટણપુરીમાં લાવી, પોતાના ખર્ચે રત્નનું દેરાસર કરાવી મહોત્સવપૂર્વક તે જીવિતસ્વામીની પ્રતિમા તેમાં પધરાવી. પછી હમેશાં અષ્ટદ્રવ્યની સામગ્રીસહિત ભાવપૂર્વક તે ભક્તિ કરવા લાગ્યા અને પ્રભુની ભેટથી—પ્રભુના દર્શનથી હૃદયમાં આહ્લાદનો પાર રહ્યો નહિ. એટલે કે જેમ કોઈ દરિદ્રીને ચિંતામણિ રત્ન મળતાં, જેમ કોઈ બૂડતાં માણસને વહાણ મળી જતાં, જેમ ગરમીથી આકુળવ્યાકુળ થનારને અમૃતનો કુંડ મળતાં અને જેમ ભૂખ્યાને ખીર-ખાંડના મિષ્ટ ભોજન મળતાં તેના આનંદનો પાર રહે નહિ તેમ એ પ્રતિમાને જોઈને કુમારપાળ રાજાના હૃદયમાં આનંદ આનંદ થઈ રહ્યો.

આ રીતે નૃપતિ કુમારપાળ હમેશાં જિનપૂજા, સ્વાધ્યાય, દેવવંદન વિગેરે પ્રભુ આણા મુજબ કરી પોતાના સમયનો સદ્વ્યય કરી જીવન સફળ કરવા લાગ્યા. એક વખતે શ્રી જિનેશ્વર ભગવંતની પૂજાને વાસ્તે કુમારપાળ રાજાએ પોતાના સેવકપાસે વાપર્યાવગરનું શુદ્ધ ઉત્તરાસન વસ્ત્ર માગ્યું.

જવાબમાં સેવકે સવિનય જણાવ્યું કે-' આપણી પાસે ઘણા વસ્ત્રો મોજુદ છે અને જો કે તે સર્વ ઉંચી કિંમતના છે છતાં એટલું તો કહેવું જ પડશે કે તે સર્વ એક વખત તો વાપરેલા જ સમજવા, કારણ કે બંબેરીનગરીથી ત્યાંના સાળવી કારીગરો આવા ઉત્તમ વસ્ત્રો જેટલાં તૈયાર કરે છે તે સર્વ પ્રથમ તો ત્યાંના રાજાપાસે મોકલી આપવામાં આવે છે અને ત્યાંના રાજા તરફથી એક વખત વપરાયેલા-પહેરાયેલા આ તમામ વસ્ત્રો અહિં આવે છે, જેથી અણુવાપર્યું-તદ્દન શુદ્ધ વસ્ત્ર એક પણ આપની પાસે હાજર કરી શકું તેમ નથી."

આ હકીકત સાંભળી કુમારપાળ રાજાએ એક દૂત તૈયાર કરીને બંબેરીનગરીના રાજા પાસે મોકલ્યો. તે જલ્દીથી પ્રયાણ કરીને અનુક્રમે બંબેરીનગરીએ પહોંચ્યો અને રાજસભામાં જઈ કુમારપાળ રાજાએ કહેલ બાબત માટે વિનંતિપૂર્વક કહેવા લાગ્યો કે-" હે રાજાજી ! શ્રી પાટણનગરીના અમારા રાજા કુમારપાળ હમેશાં ત્રિકાળ જિનેશ્વર ભગવાનની પૂજા કરે છે, માટે પોતાને ખાસ પૂજામાં વાપરવા એક અતિ ઉત્તમ અને તદ્દન શુદ્ધ-વાપર્યાવગરનું પટકુળ-વસ્ત્રની જરૂર છે તે લેવા માટે આપની પાસે મને મોકલ્યો છે, તો કૃપા કરી મ્હારી માગણી મુજબ એક વસ્ત્ર આપવા યોગ્ય કરશો." તે સાંભળતાં બંબેરીનગરીનો રાજા અભિમાનમાં આવી બોલી ઉઠ્યો કે-" અરે દૂત ! જા, જેવો આવ્યો તેવો જ ચાલ્યો જા. જેને પટકુળ પહેરવાની ગરજ હશે તે પોતે અહિં આવશે. ત્હારા આવવાથી કે માગવાથી એ વસ્ત્ર હું આપી દઉં તેમ નથી; માટે જલ્દી વિદાય થઈ જા." આ પ્રમાણે માનભ્રષ્ટ થયેલો તે દૂત ક્રોધથી ધમધમતો એકદમ શીઘ્રગતિથી ચાલીને શ્રી

પાટણનગરીમાં આવી પહોંચ્યો. અહિં રાસકર્ત્તા કવિ ઋષભદાસ પ્રસંગોપાત્ જણાવે છે કે આટલા જણને દુહવ્યા-હેરાન કર્યા પરિણામે સારા નથી. એટલે કેઃ—

**હાણી જોગી માગણ ચાડ, સારથાને દુહવ્યે ધાડ;**
**દરબાની રાજાનો દાસ, દૂત દુહવ્યે ગુણ ન કહે તાસ.**

કચેરીનો અવસર થતાં જ તે દૂત તરત જ સભામાં હાજર થયો અને કુમારપાળ ભૂપાળને પ્રણામ કરી સર્વ સભા-સમક્ષ બોલ્યો કે-" હે નાથ ! આપને કયા પ્રકારની ખામી હતી કે આપશ્રીએ મને આવા અભિમાની રાજાની પાસે માગણી કરવા મોકલ્યો ? તે રાજાની પાસે મેં આપના કહેવા મુજબ માત્ર પૂજાને વાસ્તે એક શુદ્ધ વસ્ત્રની જરૂર છે આટલું જ કહ્યું તેમાં તો તેણે ખૂબ ક્રોધાયમાન થઈ મને કહ્યું કે-' અરે દૂત ! ચાલ્યો જા, ચાલ્યો જા, એ તો જેને વસ્ત્ર પહેરવાની ગરજ હશે તે પોતે અહિં આવશે.' આ પ્રકારે ભરીસભામાં કહી મ્હારી નિર્ભ્રંછના કરી મને એકદમ કાઢી મૂક્યો. તે સાથે વધારે નિવેદન કરૂં તો આપ જેવાનું યોગ્ય સન્માન કરવા માટે એ રાજાને કાંઇ વિચાર જ થયો નહી."

દૂતના મુખથી આ પ્રમાણેની હકીકત સાંભળતાં કુમારપાળ રાજાએ તુરતજ બાહડ મંત્રીને આદેશ કર્યો કે-'બંબેરીનગરીના રાજા કૂરરાયની સાથે લડાઈ કરી તેને આપણે તાબે કરો, તેમજ ત્યાં વસતા વણકરો-સાળવી લોકોને તેડી લાવીને આપણી પાટણનગરીમાં વસાવો.' રાજાજીના હુકમ અનુસાર બાહડ મંત્રીએ ચૌદ સો સાંઢણીઓ તૈયાર કરી. એકેક સાંઢણીઉપર બબ્બે સૈનિકોસહિત સંપૂર્ણ સામગ્રી લઈને બંબેરીનગરી તરફ પ્રયાણ કર્યું. અનુક્રમે ત્યાં પહોંચતાં જ

નગરીને ફરતો ઘેરો ઘાલી ત્યાં પડાવ કર્યો. છેવટે લડાઇ કરી ત્યાંનો કોટ તોડી નાંખી રાજા ક્રૂરરાયને તાબે કરી તે નગરીમાં કુમારપાળ મહારાજાની આણ ફેરવી. પછી ક્રૂરરાયને સાથે તેડીને બાહડ મંત્રીએ કુમારપાળની પાસે આવી પ્રણામ કરી સર્વ હકીકત કહી બતાવી; તે સાથે સાળવી લોકના સાત સો ઘર ત્યાંથી લાવીને પાટણનગરીમાં વસાવ્યાનું પણ જાહેર કર્યું. આ હકીકતથી કુમારપાળ રાજા બહુ જ ખુશી થયા અને બાહડ મંત્રીને "રાજઘરટ્ટ" નો ઇલ્કાબ આપ્યો.

ત્યારબાદ કુમારપાળ ભુપાળે બબેરીનગરીના રાજા ક્રૂરરાયને તુરત જ મુક્ત કર્યો અને તેનો દેશ પાછો સોંપી આપ્યાની સાથે સવાલાખનો શિરપાવ આપી સન્માન વધાર્યું અને તેની સાથે હિતશિખામણરૂપે જણાવ્યું કે–"આપ આપનું રાજ્ય સુખે ફરી ભોગવજો, રાજ્યની અંદર જીવરક્ષા ખાસ કરજો, પ્રજાનું પાલન પુત્ર–પુત્રીવત્ કરજો અને કર, વેરા તથા અન્યાયના કાર્યને સદંતર પરિહરજો. વળી હે રાજન્! આવી તોછડાઇ કદિ કરશો નહિ, દરેક કાર્ય વિચારપૂર્વક સમતાથી કરજો. મારી માગણીને અંગે તમારે વિચાર કરવો ઘટતો હતો. મેં શ્રી જિનપૂજાને વાસ્તે એક શુદ્ધ વસ્ત્ર મંગાવ્યું હતું તો તેવા ઉત્તમ ધાર્મિક કાર્યની તમારે અનુમોદના કરવી જોઈતી હતી તેને બદલે તમોએ અવગણના કરી દૂતને હાંકી કાઢ્યા તેમાં ખરેખરી ક્ષત્રીવટ લજવી છે."

આવાં હિતવચનો સાંભળી લજ્જાયુક્ત થઇને બબેરીનગરીનો રાજા ક્રૂરરાય બોલ્યો કે–"ખરેખર મેં મૂર્ખતા અને અજ્ઞાનતાથી આપનું અપમાન કરી નાખ્યું છે, તે માટે આપસાહેબની ક્ષમા યાચું છું: આપના જેવા અવગુણ ગુણ ઉપર

કરનારા પુન્યવાન્ પુરૂષો જગતમાં થોડા જ જડશે; કારણ કે ઘણા મનુષ્યો પ્રાયે કરીને વેરનો બદલો વેરથી લેવાના ઈરાદાવાળા હોય છે, એટલે હૃદયમાંથી ડંસ છોડતા નથી. હુંસા-ઉપર લાત મારનારા ઘણા સાંભળ્યા છે. દાખલા તરીકેઃ—

શ્રી સ્થૂલભદ્રના પિતા શકડાલ મંત્રીએ વરરૂચિ વિપ્રની અવગણના કરી હતી એટલે કે વરરૂચિ વિપ્ર ઉત્તમ નવીન કાવ્ય કરીને લાવતો હતો તે સર્વ શકડાલ મંત્રીએ પોતાની સાતે પુત્રીઓ પાસે ભરીસભામાં બોલાવીને તે જુની કૃતિ છે એમ કહી તેને નંદરાજાની સભામાં પાછો પાડ્યો હતો. આ વાત વરરૂચિથી ખમાણી નહીં અને તેનું વેર લેવા પ્રયત્નો આદરવા શરૂ કર્યા. નંદરાજાની નગરી પાટલીપુરમાં એક ખાનગી નિશાળ ખોલીને છોકરાઓને ભણાવવા અર્થે ભેગા કર્યા અને ધીમે ધીમે બાળકોને એક દુહો ગોખાવીને તેમાં શીખવ્યું કે—" શકડાલ મંત્રી નંદરાજાને મારી નાંખવાની તયારી કરી રહ્યો છે અને નંદરાયને મારી નાંખીને પોતાના પુત્ર શ્રીયકને રાજ્યગાદી આપવાના પ્રપંચો રચે છે."

આ વાત એ નિશાળીયાઓદ્વારા શહેરમાં ફેલાણી અને છેવટે નંદરાજાને પણ કાને પહોંચતાં તપાસ કરવા માટે ખાનગી બાતમીદારો મોકલ્યા. જેઓએ તપાસ કરી રાજાજીને જાહેર કર્યું કે—"શકડાલ મંત્રીએ પોતાને ત્યાં ઘણા કારીગરો રાખ્યા છે અને અનેક પ્રકારના નવીન શસ્ત્રો તયાર કરાવે છે." (જો કે આ હથિયારો તો શકડાલ મંત્રીએ પોતાના પુત્ર શ્રીયકના લગ્નની શોભા વાસ્તે રાજાને આપવા કરાવ્યા હતા.) આટલી બાતમી મળતાંની સાથે જ નંદરાજાની મંત્રીઉપર કફા મરજી થઈ, જેના પરિણામમાં શકડાલ મંત્રીના કહેવાથી જ તેના પુત્ર

શ્રીયકે ભરીસભામાં તલવારવડે પોતાના પિતાનું મસ્તક ઉડાવી દીધું. આ રીતે વરરૂચિને શકડાલ મંત્રીએ માનભ્રષ્ટ કર્યો તો વરરૂચિએ પ્રપંચ રચી તેનું મૃત્યુ નિપજાવ્યું અને પાછળથી શ્રીયકે પણ વરરૂચિને મરાવ્યો."

વળી દ્રષ્ટાંત તરીકે કહેવાનું કે "દ્વીપાયન ઋષિને શાંબ-પ્રદ્યુમ્ને ક્રોધ ઉપજાવવાથી તે ઋષિએ અનેક નરનારીસહિત દ્વારિકાને બાળીને ભસ્મ કરી સામું વેર લીધું. સતી દ્રૌપદીને ત્યાં નારદ મુનિ આવેલા પરંતુ નારદજી અવિરતિ હોવાથી દ્રૌપદીએ તેમનું માન-સન્માન કાંઈ કર્યું નહિ. આટલું પોતાનું અપમાન કર્યાની ખાતર નારદે પદ્મોત્તર રાજાની પાસે દ્રૌપદીનું હરણ કરાવી વેર લીધું. ત્રિપૃષ્ઠ વાસુદેવે પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન શય્યાપાલકે કર્યાથી તેના કાનમાં સીસું રેડાવ્યું હતું. આ રીતે વેરને બદલે વેર લેનારા આ કળિયુગમાં બહુ જ છે અને છેવટે પોતાની શક્તિ ન હોય તો મનથી માઠું ચિંતવન કરીને પણ કર્મ બાંધ્યાવગર રહેતા નથી, પરંતુ છતીશક્તિએ સમતા રાખી અપકારઉપર ઉપકાર કરનારા હે રાજાજી! આપની જેવા વિરલા તો કોઇક જ હોય છે." આ પ્રમાણે કહીને વળી તે બબેરીનગરીના રાજા ક્રૂરરાયે કુમારપાળ રાજાના ગુણની બહુ જ પ્રશંસા કરી, છેવટે કહ્યું કે–'હે સ્વામી! ખરેખરો અવસર આવ્યે ઉચિત સાચવવું બહુ જ કઠિન છે. કહ્યું છે કેઃ—

તબ લગે મુનિવર તબ વૈરાગ, જીહાં લગે છળને ન પડે લાગ;
તબ લગે સતા ને તબ લગે સતી, એકાંત ઠામ જીહાં મિલિયા નથી.
સમતા શીલ નિરિહ દાતાર, માયા લોભ જસ નહિ લગાર;
માનરહિત નર જે કહેવાય, કામ પડ્યે સહુ જાણ્યા જાય.

કામ પડયે જે કેશરી, કૂડ નહિ મનમાંહિ;
શક્તિ છતીએ જે ખમે, શીશ નમાવું ત્યાંહિ.

એવા ઉત્તમ પુરૂષોની ક્ષમા–સમતાની બલિહારી અપાર છે. તે બાબતના દ્રષ્ટાંતો કહેતાં તે ક્રૂરરાયે વિવેચન કર્યું કે–

“દશરથનંદન શ્રી રામચંદ્રજીને રાજ્યાભિષેકના માંગલિક દિવસે અપરમાતા કૈકેયીના વચન અનુસાર વનવાસ વેઠવાનો વખત આવ્યો તે વખતે છતીશક્તિએ ક્ષમા ગુણ દાખવી પોતાના માત–પિતાનું મન શાંત કરવા માટે ભરતને રાજ્યગાદી આપી વનવાસ સેવ્યો, એ શ્રી રામચંદ્રજીને ધન્ય છે! ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુના ક્ષમા ગુણની બલિહારી છે કે જેમણે અનંતશક્તિ પોતામાં હતી તે છતાં કમઠાસુરના ઉપસર્ગોને સમભાવે સહન કર્યા અને તેની સામે રોષભરી નજરનો ઉપયોગ પણ કર્યો નહિ. ચરમ તીર્થંકર શ્રી વીરપ્રભુ કે જેમણે પગના અંગુઠાવડે મેરૂપર્વતને ચલાયમાન કર્યો હતો અને જે અનંતશક્તિના ધણી હતા છતાં જે વખતે ગોવાળીયાએ કાનમાં ખીલા ઠોકયા તે વખતે માત્ર સમતાને જ ધારણ કરીને કિંચિત પણ ક્રોધ કરૂણાસાગર એવા પ્રભુએ કર્યો નહિ. બાહુ-બળીમાં ચક્રવર્તીથી પણ વિશેષ બળ હતું અને તે બળના આવે-શમાં ભરત મહારાજાસાથે મુષ્ટિ–યુદ્ધ કરતાં પૂર્ણ જોસથી મુષ્ટિ ઉપાડી; પરંતુ તે જ વખતે સમતા ગુણ ધારણ કરી સંવેગરસમાં ચઢી ગયા. પુંડરીક અને કંડરીક બે ભાઈઓમાં કંડરીકે દીક્ષા અંગીકાર કરી હતી અને પુંડરીકને રાજ્યગાદી મળી હતી, પરંતુ પાછળથી કંડરીકથી દીક્ષા પાલન નહિ થઇ શકવાથી પોતે પોતાના ભાઇ પુંડરીકપાસે આવ્યા અને રાજ્યને માટે માગણી કરી કે તુરત જ પુંડરીકે ચારિત્રનો વેશ લીધો અને પોતાનાં

ભાઇ કંડરીકને રાજ્ય આપી તેના મનની શાંતિ કરી. સનત્કુમાર ચક્રવર્તીની કાયા રોગીષ્ટ થઇ ત્યારે છતીશક્તિએ કાંઇ પણ ઉપચાર નહિ કરતાં માત્ર તપવડે કર્મરોગને દૂર કરી નાખ્યો અને બ્રહ્મદત્ત ચક્રવર્તીને પણ ધન્ય છે કે જેમણે વિપ્રે આવાં માટે સાથુવો નહીં આપીને કરેલા અવગુણ તરફ નહિ જોતાં ગુણ કરવાની જ બુદ્ધિએ તે વિપ્રની મહત્તા વધારી.

આ રીતે અવગુણઉપર ગુણ કરનારાં અને શક્તિ–સામર્થ્ય છતાં તેના ઉપર સમતા રાખનારા આવા પુરૂષોને વારંવાર નમસ્કાર થાઓ અને તેમને ધન્યવાદ હો![1] ”

આ પ્રમાણે કહીને તે બંબેરીનગરીના રાજા કૂરરાયે કુમારપાળ મહારાજાના ગુણની બહુ જ પ્રશંસા કરી અને કહ્યું કે–“ઉપર્યુક્ત નરશ્રેષ્ઠોની પંક્તિમાં શોભાને પાત્ર; અપકારઉપર ઉપકાર કરનારા અને છતીશકિતએ સમતા ગુણને ધારણ કરનારા ચૌલુક્યવંશી જીવદયાપ્રતિપાળ હે રાજન્! આપને કોટીશઃ ધન્યવાદ ઘટે છે અને આપને મ્હારા અંતરથી પ્રણામ છે.”

આ પ્રમાણે કુમારપાળ રાજાની સાથે મેળાપ કરી પ્રેમભાવ કેળવીને તે રાજા બંબેરીનગરીમાં પાછો આવ્યો અને તુરત જ કુમારપાળ રાજાની શિખામણમુજબ વર્તન કરી પોતાના રાજ્યમાંથી કર–વેરા તુરત જ માફ કર્યા, અન્યાયનાં કાર્ય થતાં અટકાવ્યા અને જીવદયાની આણ સર્વત્ર ફેલાવી.

શ્રી પાટણનગરીમાં સાત સો ઘર સાળવીઓના આવીને વસ્યા અને ઉત્તમ પટોળા વણવાં લાગ્યા, જેમાંથી ઉત્તમ

---

૧ આ પ્રમાણેના દષ્ટાંતો આપવાની શક્તિ કૂરરાયમાં હોવા સંભવ નથી પરંતુ કર્તાએ પ્રસંગાનુસાર તેના મુખમાં આ વાક્યો મૂકયા છે.

ઉત્તમ વસ્ત્ર ખરીદ કરીને કુમારપાળ મહારાજા તે વસ્ત્ર શ્રી જિનપૂજા સમયે વાપરવા લાગ્યા અને નિરંતર શ્રી અરિહંત દેવને હૃદયમાં ધારણ કરી દેવગુરૂની ભક્તિમાં પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યા.

એકદા શ્રી કુમારપાળ ભૂપાળે પંડિતો વિગેરેની સભાસમક્ષ સહજ હેમસૂરિ મહારાજને પૂછ્યું કે—" હે ગુરૂમહારાજ ! આજ કઈ તિથિ થઇ ? " સ્મરણચૂકથી કે ઉતાવળમાં શ્રી હેમસૂરિ મહારાજના મુખથી તે દિવસે " અમાસ " તિથિ હતી છતાં " આજે પુનમ છે " એમ કહેવાઈ ગયું. બસ ! સાંભળતાંની સાથે જ સર્વ પંડિતો હસી પડ્યા અને ગુરૂની મશ્કરી કરવા માટે માંહોમાંહે બોલવા લાગ્યા કે—" વાહ ! વાહ ! ગુરૂજીની બુદ્ધિ તો ખરેખર અગાધ જણાય છે. આજે " અમાસ " તિથિ છે એ એક અભણ સાધારણ માણસ પણ જાણી શકે એવી ચોખ્ખી વાતને પણ હેમસૂરિ જાણતા નથી, એથી ખરેખર એમની અક્કલ–હુશિયારી અંકાઈ જાય છે."

સાધારણ રીતે બ્રાહ્મણોને તો આગળ–પાછળનો દ્વેષ પણ ઘણો હોવાથી સર્વ પંડિતો ખરો લાગ આવ્યો જાણીને કુમારપાળ ભૂપાળને વિનંતિપૂર્વક કહેવા લાગ્યા કે—" હે સ્વામિન્ ! આપના ગુરૂમાં બુદ્ધિ કેટલી છે તેનો તોલ આજે તો આપોઆપ થઇ ગયો છે. આજે "અમાસ" જ છે તેને "પુનમ" કહે અને તે ખોટું છે છતાં કોઇ દાક્ષિણ્યતાથી સાચું માને તો કેવળ મૂર્ખાઇ સિવાય બીજું શું ગણાય ? કાળા નાગને ઉજ્વળ કહેવાથી તે સફેદ થઇ શકતો નથી તેમ " અમાસ " ને " પુનમ " કહેવાથી તિથિ ફરી શકતી નથી. આજે તો આપના ગુરૂએ મોટી ભૂલ ખાધી છે અને તેમની પંડિતાઈની પરીક્ષા આજે

થઇ ચૂકી છે. આવા ગુરૂને આપ વિદ્વાનૂશિરોમણિ કહો અને "કળિકાળસર્વજ્ઞ" નું બિરૂદ આપી પ્રસિદ્ધ પંડિત તરીકે ગણો તે જરા પણ ઘટિત નથી."

આ હકીકતથી કુમારપાળ રાજા પણ ફીકરમાં પડી ગયા અને પંડિતોને કાંઇ પણ જવાબ આપી શકે તેવું નહિ હોવાથી મૌન થઇને સાંભળી રહ્યા, કારણ કે પોતે પણ સમજી ગયા હતા કે આજે અમાસને બદલે પુનમ કહી ગુરૂમહારાજ સર્વ પંડિતો સમક્ષ હાંસીને પાત્ર બન્યા છે. આ પ્રકારની વસ્તુસ્થિતિ બનેલી જોઇને અવસરના જાણકાર શ્રી હેમસૂરિમહારાજ સર્વ પંડિતોને કુમારપાળ ભૂપાળની સમક્ષ હિમ્મતપૂર્વક ભાર દઇને કહેવા લાગ્યા કે-" આપ સહુને વૃથાવાદ શામાટે કરવો પડે છે ? આજે પુનમ થઈ કે અમાસ એનો નિર્ણય તો આપોઆપ રાત્રિએ થઈ શકશે, કારણ કે અમાસ હશે તો અંધકાર ફેલાશે અને પુનમ હશે તો ચંદ્રમા ચળકશે, માટે તર્કવિતર્ક અને ખાલી ચર્ચા-ટીકા કરવાની શી જરૂર છે ?"

આ રીતે ગુરૂમહારાજે સર્વ સભાસમક્ષ જાહેર કર્યું એટલે સર્વે પોતપોતાને સ્થાને ગયા. આખા નગરમાં આ વાત પણ ફેલાણી કે 'આજે અમાસને બદલે પુનમ હેમસૂરિ મહારાજ કહે છે અને જણાવે છે કે જે હશે તે રાત્રે જણાઇ આવશે.' એટલે નાગરિક જનોને પણ આ વાતમાં રસ પડવાથી સૌ રાત્રિની રાહ જોઇ રહ્યા.

શ્રી હેમસૂરિ મહારાજે એકાંતમાં બેસી વિચાર કર્યો કે, 'ખરેખર આ પ્રસંગ ધર્મની કસોટીનો આવી પડ્યો છે. આમાં જો પછાત પડવાનું બનશે તો જગતમાં જૈન ધર્મની હેલણા-નિંદા થશે, અનેક જીવો શંકાસ્પદ બનશે અને દ્વેષીજનોનો હાથ

મજબૂત બનશે. તેની સાથે કુમારપાળ ભૂપાળ જેવા ધર્મિષ્ટ, દયાધર્મી પુરૂષના હૃદયમાં પણ ઓર વિચાર આવ્યા કરશે એમ વિચારી પોતે ધ્યાનારૂઢ થઇ ગયા અને દેવીની સાધના કરી કે તરત જ દેવી હાજર થઈ ગઇ. એટલે ગુરૂમહારાજે સર્વ હકીકત તેને કહી સંભળાવી. પ્રત્યુત્તરમાં દેવીએ કહ્યું કે—"રાત્રે સર્વે સારાં વાના થશે, જૈન ધર્મનો વિજય થશે; માટે બીલકુલ ચિંતા કરશો નહિ." એમ કહી દેવી અંતર્ધાન થઇ ગઇ અને શ્રી હેમસૂરીશ્વર તુરત જ ધ્યાનમાંથી મુક્ત થયા.

હવે પંડિતો અને સર્વ નગરજનોને તો આ વાતનો પૂર્ણ ખટકો હોવાથી તે દિવસનું કાર્ય પણ જેમ તેમ પસાર કરી "વ્હેલાસર રાત્રિ પડે તો ઠીક" એ જ ઇચ્છાએ એક સ્થળે સર્વે એકત્ર થઇ ગયા અને શું બને છે તે જોવા માટે આતુર થઈ રહ્યા. અનુક્રમે દિવસ પૂર્ણ થતાં સંધ્યા ખીલી અને રાત્રિની શરૂઆત થતાં દેવીએ આકાશમાં રાખેલ કુંડળના પ્રભાવથી પુનમનો સંપૂર્ણ ચંદ્રમા હોય તેમ પ્રગટ થયું, જેથી અજવાળું ઝોકાર દેખાવા લાગ્યું. આખા પાટણ શહેરમાં આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સ્થળે સ્થળે લોકો એકત્રિત થઈ વારંવાર ચંદ્રમાને જોવા લાગ્યા, પંડિતો ઝાંખા થઇ ગયા અને જૈન ધર્મનો વિજયડંકો વાગ્યો. તે સાથે રાજા કુમારપાળે ઘોડેસ્વારો મોકલીને પાટણપુરીની આસપાસમાં બાર બાર ગાઉમાં તપાસ કરાવી તો બધે ઠેકાણે તે પ્રમાણે જ ચંદ્રમા ઉગ્યો છે એવા ખબર મળ્યા.

આ રીતે કામપડચે હેમસૂરિમહારાજે જિનશાસનની શોભા વધારી અમાસની પુનમ કરી બતાવી પરંતુ "અમાસ" હતી તેને બદલે "પુનમ" ભૂલથી કહેવાઇ ગઇ તે ભૂલનું

પ્રાયશ્ચિત્ત લેવા સકળ સંઘને એકત્ર કર્યો અને શ્રીસંઘપાસે નિવેદન કર્યું કે–" મેં ભૂલથી અમાસની પુનમ કહી દીધી હતી અને ફક્ત જૈન ધર્મની નિંદા ન થાય માટે જ તે વાતને પકડી રાખી હતી તેને અંગે ભાર દઇને ફરી ફરીને જૂઠું બોલવું પડયું હતું. તે મૃષાવાદના દોષને માટે આપ શ્રી સંઘની ક્ષમા માગુ છું." અહો ધન્ય છે! ક્ષમાશિરોમણિ પંડિતવર્ય શ્રી હેમસૂરીંદને કે જેમણે જે વસ્તુ ખોટી રીતે જાહેર થઇ ગયેલ તેને છેવટ સુધીમાં હઠ કે આગ્રહ તરીકે પકડી ન રાખતાં તુરત જ સત્ય વાતને શ્રીસંઘસમક્ષ જાહેર કરી ક્ષમા માગી લીધી અને મિચ્છામિદુક્કડં દીધો.

એક વખતે કુમારપાળ મહારાજાએ શ્રી હેમસૂરિમહારાજને પૂછયું કે–" હે સ્વામી! જૈનધર્મઉપર શૈવધર્મી બ્રાહ્મણોને આટલો બધો દ્વેષ થવાનું કારણ શું?" તેના જવાબમાં શ્રી હેમસૂરીશ્વરે જણાવ્યું કે–" પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાન એક વખત અયોધ્યાનગરીના વનમાં આવી સમવસર્યા, જેમના આવાગમનની વધામણી વનપાલકે ભરતભૂપતિને આપતાં વધામણીયાને સાડાબાર ક્રોડ ધનનું દાન આપી તેને સંતુષ્ટ કર્યો અને પાંચ સો ગાડાં મોદકાદિના ભરીને સપરિવાર ભરત મહારાજા શ્રી આદીશ્વર પ્રભુને વંદન કરવા આવ્યા. સચિત્ત વસ્તુનો ત્યાગ કરી, રાજ્યચિહ્ન દૂર મૂકી, દશે પ્રકારનો અભિગમ[1] સાચવીને વિધિપૂર્વક વંદણા કરી, ત્રણ પ્રદક્ષિણા દઈ, પ્રભુના ચરણકમળમાં પડી, ભરત મહારાજા પરિવારસહિત પ્રભુની દેશના સાંભળવા માટે યોગ્ય સ્થાનકે બેઠા.

યુગાદિદેવ શ્રી ઋષભદેવસ્વામીએ અમૃતસમાન શીતળ

---

[1] પાંચ સામાન્ય અભિગમ ને પાંચ રાજચિહ્ન તજવારૂપ અભિગમ.

અને ભવ્યજીવોને ઉપકારી દેશના વરસાવી અને દાન, શિયળ, તપ તથા ભાવ એ પ્રકારે ધર્મના ચાર માર્ગ બતાવ્યા, જેમાં દાનસંબંધે કથન કરતાં જણાવ્યું કેઃ—

દાને મુનિવરનો ધર્મ રહે, દાને તપીયા બહુ સુખ લહે;
દાને શાસન દીપે સહી, સજ્જન પુન્ય કરે ગહગહી.
દાને જ્ઞાનતણી વૃદ્ધિ હોય, દાતાનું મુખ સહુકો જોય;
દાન વડો છે એણે સંસાર, દાતા છે સહુનો આધાર.

આ પૃથ્વીનું આભૂષણ ઉત્તમ પુરૂષ છે, પુરૂષનું આભૂષણ લક્ષ્મી છે, લક્ષ્મીનું આભૂષણ દાન છે અને દાનનું આભૂષણ સુપાત્રનું પોષણ છે. સુપાત્રે દાન આપવાથી શાલિભદ્ર, ધન્યકુમાર, મૂળદેવ અને ધનસારાદિ કલ્યાણ કરી ગયાના દાખલાઓ પ્રસિદ્ધ છે, માટે દાન આપવું એ અતિ ઉત્તમ છે

જો સાગર જગ કરપી થયો, તો મુખ લેઈ નીચો ગયો;
જો જલધર વરસી દાન જ દેહ, તો સહુ મસ્તકપર ગાજે તેહ.

માટે હે ભરતરાય! દાનનો મહિમા સાંભળી પુન્યની શાળારૂપ દાનશાળાઓ મંડાવી સુપાત્રદાનનો લાભ લેવા ભાગ્યશાળી થાઓ. દાનવગરનું ખાવુંપીવું તે નિરર્થક સમજવું. કહ્યું છે કેઃ—

વસ્ત્ર અનોપમ પહેરે સાર, હાથે મુદ્રિકા વેષ સફાર;
અતિ આહાર નિત મેવા ખાય, દાનવિહુણી કીર્તિ જાય.

દુહા–દાન વિના કીરતિ નહિ, વેલ વિના જેમ પાન;
મૂરખ નર ફોગટ કરે, દીધા વિણુ અભિમાન.

વળી પણ ધ્યાનમાં રાખવાનું છે કેઃ— (છપ્પય)

**સિંહજ મોટો સનાય, એકલો અનેકને ગંજે,**
**ઉદધિ મોટો મનાય, દેશ દારિદ્રને ભંજે;**

મેરૂ મોટો મનાય, જીહાં જિન ઓચ્છવ થાયે,
મહીપતિ મોટો મનાય, જગત્ જન લાગે પાયે;
પાઇ પોતે ખરચે નહિ; લહેણે થાળી પેલી ધરે.
કવિ ઋષભ એમ ઉચ્ચરે, તે નર મોટાઈ કાં કરે?

ખરી મોટાઇ તો જગતમાં તેની જ છે કે જે દાન દીધા વગર અને ભૂખ્યાને ભોજન આપ્યા વગર પોતે જમતો નથી, ખરી મોટાઈ તેમાં જ છે કે જેને સુપાત્રે દાન આપ્યા વગર આહાર આરોગવાની અભિલાષા પણ થતી નથી, ખરી મોટાઇ તો તેની જ સમજવી કે જે છતી શક્તિએ સગાંસ્નેહી, સ્વધર્મી બન્ધુ અને જ્ઞાતિજનોની સારસંભાળ રાખે છે, ખરી મોટાઈ તો ત્યારે જ ગણાય કે જ્યારે કોઈ પણ અર્થીજન પોતાની પાસે આવે ત્યારે તેને દિલાસો આપી તેનું સાંભળી તે પર વિચાર કરી તેને સંતુષ્ટ કરે, ખરી મોટાઈ તો ત્યારે જ દેખાય કે ખરા અવસરે પોતે ધાર્મિક અને પારમાર્થિક કાર્યમાં પગપર કુહાડો લઇને દરેક કાર્યને પુષ્ટ કરે અને ખરી મોટાઈ તો તેમાં જ સમાયેલી છે કે જે નિરંતર દાન આપ્યા છતાં ગુપ્ત રીતે કાર્ય કરીને સ્વ–પરનું કલ્યાણ કર્યા જ કરે, તેની સાથે ગર્વમાં લેશમાત્ર ગરકાવ બને નહિ, તેમજ અમુક કાર્ય કરીને "હું કરૂં છું કે મેં કર્યું" એવું લગાર પણ અભિમાન લાવે નહિ. આવા પુન્યવંત પુરૂષોની મોટાઇ આપોઆપ પ્રગટ થઈ જાય છે. હવે પછી શેઠ જગડુશાહ ખરા દુષ્કાળના વખતે દાન–પ્રવૃત્તિ ઉદારદિલથી ચલાવી અનેકના કષ્ટ કાપશે અને દુષ્કાળનો દુઃખી સમય પસાર કરાવી દેશે. એવા પુન્યશાળી નરની મોટાઈ આપોઆપ જગમાં પ્રસિદ્ધ થાય છે.'

શ્રી આદીશ્વર પ્રભુની આ પ્રકારની દાનસંબંધી દેશના સાંભળીને ભરતચક્રવર્તીએ સુપાત્રદાનનો અલભ્ય લાભ મળે એ માટે ૮૪૦૦૦ મુનિ પોતે લાવેલ પકવાન્નાદિ ગ્રહણ કરે એવી પ્રભુને બે હસ્ત જોડી વિનંતિ કરી. ત્યારે પ્રભુ બોલ્યા કે-“ હે ભરતરાય ! રાજપિંડ તેમજ સામે લાવેલો પિંડ અમને કલ્પે નહિ, પરંતુ તમે લાવેલ વસ્તુવડે શ્રાવકોની ભક્તિ કરીને સુપાત્રદાનનો લાભ લ્યો.” પ્રભુએ તેમને સૂચવ્યું કેઃ—

**‘ભરત ભક્તિ સ્વામીની કરો, સુકૃતતણા ભંડારજ ભરો.’**

આટલું સાંભળતાં પ્રભુનું વચન પ્રમાણ માનીને ભરત મહારાજાએ સ્વધર્મીબન્ધુઓની ભક્તિનિમિત્તે ગામેગામના સંઘને નોતરાં આપીને ખાસ તેડાવ્યા. ભરત રાજાએ બહુ આગ્રહપૂર્વક આમંત્રણો મોકલ્યા હોવાથી કરોડો શ્રાવકોનો સમુદાય ત્યાં એકત્રિત થઇ ગયો, જેની સાથે અન્ય વર્ગ પણ જમવામાં જોડાવા લાગ્યો. ભરત મહારાજાએ પ્રથમ લાવેલ વસ્તુ વાપરીને પછી જેટલું ધન ખર્ચાય તેટલું ખર્ચીને સ્વામીભક્તિનો લ્હાવો લેવા માંડ્યો, પરંતુ હમેશાં આવા મહાન્ સમુદાયને ભોજન તૈયાર કરી ખવરાવવાની મુશ્કેલીઓ રસોઈઆઓને ઉભી થવા લાગી. એટલે રસોઇઆઓ રસોઈ કરતાં થાકી ગયા, પીરસનારાઓ પીરસતાં થાકી ગયા અને એટલી હદે એ કાર્ય પહોંચી ગયું કે દિનપ્રતિદિન માલ-મિષ્ટાન્નની તૈયાર રસોઇ મળવાથી બાળથી વૃદ્ધપર્યંત પ્રાયે ઘણા નરનારીઓ આળસુ ને લાલચુ થઈ ગયા. જમવાના સમયે જે વસ્તુ દેખે તેની ઝુંટાઝુંટ અને લૂંટાલૂંટ થવા લાગી. એકંદરે વ્યવસ્થા સચવાઇ શકી નહિ, જેના પરિણામે ખરા ભક્તિવંત, લજ્જાળુ, સમકિત ને વ્રતધારી શ્રાવકો જમવા આવતાં અટકી જવા લાગ્યા, કારણ કે ડાહ્યા અને

વિનયવંત પુરૂષોએ તો વિચાર કર્યો કેઃ—

એ જમવાનો નહિ આચાર, એ ભોજનથી ખીચં સુસાર,
ઇમ જમતાં નર લજ્જા જાય, ઇમ જમતાં લાલચીયો થાય;
ઇમ જમતાં થાયે લોલુપીપણું. ઈમ જમતાં હેલાયે ઘણું;
ઈમ જમતાં તો ન રહે ધર્મ, ઈમ જમતાં નર ભાંગે ભર્મ.

લજ્જાવંત સુપુરૂષોએ તો મનમાં વિચાર કરી જમવા જવું છોડી દીધું; પરંતુ તેથી કાંઇ ભરતરાજાની ભોજનશાળામાં ભીડ મટી નહિ. ત્યાં તો જેમ મધપોડું ભાળીને માખીઓ ભેગી થઇ જાય, વન ભાળીને વાંદરા એકઠા થઇ જાય, ખેતરમાં જેમ તીડ પડે તેમ સંખ્યાબંધ માણસો ભોજનવખતે ભેળા થઇ જાય અને પેટ ઠાંસીઠાંસીને ભરી નિરાંતે ઘરે જઇ સોડ તાણીને સૂઇ જાય. આ રીતે ચાલવા માંડયું. છેવટે વગરનોતરે વગરતેડે એમ ને એમ શરમ મૂકીને જમવામાટે ચાલ્યા જ આવે તેમ થવા લાગ્યું. એવા વગરતેડ્યા શરમવગરના લાલચુ જમવા જનારા કેવા હૃદયના હોય છે તે માટે પ્રસંગોપાત કવિ ઋષભદાસ જણાવે છે કેઃ—

ઈમ અણુતેડ્યા જમવા ધસે, દાન કાજ નર પાછો ખસે,
મોઢે બોલ બોલે મોટીયા, સોય મરી થાયે પોઠીયા;
ગુણવિણુ ગર્વ ધરે મનમાંહિ, કોડી એક ન ખરચે કયાંહિ,
પ્રગટ જ દીસે પેટ જ ભરા, સોય મરી થાયે કૂતરા.
દાન શિયળ તપ નહિ ઉપગાર, ન લહે શાસ્ત્રતણો સુવિચાર,
આપપ્રશંસી જમવા જાય, મરી પુરૂષ તે ભેંસો થાય;
પરઘર ભોજન કાને સુણી, અંગે શાતા ઉપજે ઘણી,
છાંડે જમી કરે નિંદાય, મરી પુરૂષ તે ગર્દભ થાય.

આ રીતે વગરતેડ્યા જમવા જનારા લાલચુ જનોને દાન

આપવાની કે દાન કરવાની, શિયળની કે તપસંબંધી લગાર વાત કોઇ કરે તો તે તેના હૃદયમાં રૂચશે પણ નહિ. એવા પુરૂષો મોટા મોટા ફડાકા-તડાકા મારવામાં શૂરાપૂરા હોય છે, પરંતુ એક પાઈ ખર્ચવાની વાત આવે કે ત્યાંથી પાછા જ ખસી જાય છે અને પારકું નોતરૂં આવતાં પોતાને ખાવા જોઈએ; તેથી પણ અધિક થાળીમાં ભરીભરીને અંતે એઠું મૂકે છે. વળી ખાતા જાય અને નિંદા કરતા જાય એવું આચરણ આચરનારની મરી ગયા પછી કેવી સ્થિતિ થવી જોઇએ તે માટે ઉપરની ચોપાઈમાં સ્પષ્ટ જ બતાવ્યું છે, માટે આપણામાં તે સંબંધી જે કાંઇ દોષ રહેલો હોય તેને સત્વર દૂર કરી આપણે આપણી ભૂલો અવશ્ય સુધારવી ઘટે છે. કહ્યું છે કેઃ—

જે લુખો ઇંદ્રિ વશ કરે, હરખે નવિ આવે તુહતરે,
લોભરહિતને લાગુ પાય, તેહનો જશ જગમાં બોલાય;
કાયા કારણ લોચન નાક, એહના જીવન હરનારા લાખ,
જે જગ જીહ્વાને વશ કરે, સોય પુરૂષ સઘળામાં શિરે.

સંસ્કૃત ભાષાનો રસ હૃદયમાં ઉત્પન્ન થયો હોય તો તે રસ મીઠાં મીઠાં કાવ્યો શ્રવણ કરતાં પૂરો થઈ જાય છે, અને કાવ્યો ભલે મીઠાં મધુરાં કહેવાતા હોય પરંતુ તે રસ જ્યાં ગીતગાન અને નાટારંભનો રસ અનુભવાતો હોય ત્યાં ઉડી જાય છે, એ ગીતગાન અને નાટ્યાદિ રંગ સુન્દર સુંદરીના અંગો નિહાળતાં ઉતરી જાય છે, તેમજ જ્યારે ભૂખ્યા હોઇએ તે સમયે જો ભોજન મળી જાય તો તે ભોજન ભાળીને રંભા જેવી સ્ત્રીનો રસ પણ અપ્રિય જ લાગે છે. જે પુરૂષોની રસનાઇંદ્રિય કાબૂમાં નથી તે અનંતા ભવમાં મેરૂપર્વતસમાન ઢગલાઓ આરોગે તો પણ તેને તૃપ્તિ થતી નથી, એવા પુરૂષો ઉત્તમ માનવદેહ મેળવીને

તેનો ખરેખરો દુરૂપયોગ કરે છે.

સજ્જન પુરૂષોએ તો રસનાઇંદ્રિયને જરૂર વશ રાખવી જોઇએ. તેઓ જમવા જવાની અભિલાષા તો મનમાં કદિ કરે જ નહિ. સ્વામીભાવે, સ્નેહભાવે કે પ્રેમભાવે કદિ કોઇ જમવા માટે આમંત્રણ કરી જાય તો પણ પૂર્ણ આગ્રહ જોઇને ત્રીજે તેડે જમવા જવા ઇચ્છા રાખે. ત્યાં ગયા પછી જમતી વખતે પોતાના ભાણામાં જે પીરસાણું હોય તેમાં જ સંતુષ્ટ રહે, એટલે મિષ્ટાન્ન મળતાં હર્ષ ન પામે અને સાદા ભોજનથી નિરાશ ન બને. તેમજ ખાતાં ખાતાં બોલે નહિ, જમતાં ઉઠે નહિ, કોઇ ચીજ ન આવી તો તેની પરવા પણ કરે નહિ, પોતાને જોઇએ તેટલું જ લે અને એઠું તો મુદ્દલ મૂકે જ નહિ. આ રીતે જમવાની વિધિ કહી છે તે દરેક શ્રાવકે ખાસ આદરવા યોગ્ય છે.

વાંચક મહાશય! આજકાલ આપણા સ્વામીવત્સલનાં જમણવારમાં જમવા જતાં આપણે ઘણી જ ધમાધમ કરી મૂકીએ છીએ. પીરસનારાને ભાળતાં જ જાણે કે મળશે કે નહિ અગર તો ફરીથી આવશે કે નહિ, એ અજ્ઞાનતાએ જાણે મોરકો માલ હાથ પડી ગયો હોય તેમ "ખાવું થોડું ને બગાડવું ઝાઝું" એ જ રીતભાત જોવામાં આવે છે અને છેવટે એઠું મૂકી ઢગલા કરી ચાલ્યા જતાં પાછળથી તેમાં અનેક જીવોની ઉત્પત્તિ પણ થાય છે. એટલે એ રીતે આપણને કર્મબંધન થાય છે, તેમજ જમવામાં સંપૂર્ણ શાંતિ પણ નહિ રાખતાં કોળાહળ મચાવી મૂકીએ છીએ; આ આપણી મોટી ખામી છે. તેને સર્વથા દૂર કરી વ્યવસ્થાપૂર્વક સ્વામીવત્સલ જમાય તેમ કરવા દરેક શ્રાવકે પોતાના હૃદયથી ખાસ વિચાર કરવો ઘટે છે. આ માટે એક ઉપાય એ સૂઝે છે કે દરેક જમનાર પોતાના દિલથી

આત્મ-સાક્ષીએ ખાસ સુધારો કરવા ઇચ્છા રાખતા હોય તો તે નિયમ કરે કે 'એઠું તો બીલકુલ છાંડવુંજ નહિ, પોતાને જોઇએ તેટલું જ લેવું અને છેવટે થાળી ધોઇને પી જવી.' આટલો નિયમ અમલમાં મૂકી શકે તો એઠવાડ અને ગંદવાડ થતો અટકે અને જીવોત્પત્તિ પણ થતી અટકતાં કર્મબંધન પણ થાય નહિ. તેમજ જમતાં જમતાં ઉઠવાની કે બૂમો પાડવાની ખોટી પદ્ધતિનો ત્યાગ કરી એક જ સ્થાને શાંતિથી બેસીને જમવાની પ્રથા રાખવાથી સ્વામીવત્સલના જમણમાં સંપૂર્ણ શાંતિથી કાર્યની સફળતા થાય.

ચાલુ વિષયમાં ભરત મહારાજાની ભોજનશાળામાં નિત્ય નિત્ય સ્વામીભાઇઓની ભક્તિના કારણે ભરત મહારાજાએ અટકાયત ન રાખવાથી જમનારની સંખ્યા ઘણી વધી પડી હતી, છતાં જમણવાર તો ચડતા ભાવે ચાલુ જ રાખી હતી અને હૃદયમાં એ જ ભાવના હતી કે શ્રીસંઘસમુદાય જમવા આવે છે તેમાં કોઇ તીર્થંકર, કેવળી, ગણધર કે ચારિત્રવંત થનાર ઉત્તમ જીવો જમતાં હશે તેથી અનંતગણો લાભ મળી જશે. આ રીતે જમવાને માટે જેમ ફાલ્યું ફુલ્યું વૃક્ષ હોય અને ઉપર પંખીઓ આવીને કલ્લોલ કરે તેમ પ્રભાત પડે કે સંખ્યાબંધ સ્ત્રી પુરૂષો અને બાળકો વિગેરે ભરત મહારાજાના આંગણે આવી ભોજન કરી ચાલતાં થતાં હતાં. આ પ્રકારની રીતભાતથી રસોઈ કરનારાઓ તદ્દન થાકી ગયા અને ભરત-મહારાજાને વિનંતિપૂર્વક કહેવા લાગ્યા કે-"હે સ્વામી! આવી રીતે જમવા આવનારમાં હવે તો કાંઇ વિવેક રહ્યો જ નથી અને તેઓ તો હદ ઉલ્લંઘન કરી ગયા છે. તેમજ શ્રાવકસમુદાય સાથે અન્ય વર્ગ પણ અવિવેકપણાથી પેટ ઠાંસીને ચાલ્યો જાય છે,

એટલે વિવેકવગરના કાર્યથી યથાર્થ કાર્યસિદ્ધિ થતી નથી.

વિવેક વિના નવિ શોભે જ્ઞાન, વિવેક વિના નવિ શોભે ગાન;
વિવેક વિના નવિ શોભે ધ્યાન, વિવેક વિના શોભે નહિ દાન.

તે માટે હે સ્વામી ! ભલે સ્વામીભાઇઓની ભક્તિ માટે સ્વામીવત્સલ હમેશાં ચાલુ રાખો, પરંતુ તેમાં કાંઇ નિયમ કરો તો ઠીક. એટલે જમવામાં જે ખરા–ખોટાની ભેળસેળ બહુ જ થઇ ગઇ છે તેની પણ ખબર પડે. તે માટે વિવેકપૂર્વક કાર્ય થાય તેવી નીતિનો કાંઇક અમલ કરો. કહ્યું છે કેઃ—

## ચોપાઈ.

નીતિ વિના નવી શોભે રાજ, નીતિ વિના શું ધર્મનું કાજ;
નીતિ વિના ઘર શોભા કિસી, નીતિ વિના શું કરીએ વસી.
નીતિ વિના કરયો નહિ સાર, નીતિ વિના રચો જમણવાર;
તેણે ભરતેસર કરો ઉપાય, જેમ શ્રાવક અંગે ઓલખાય.

ભરત મહારાજાને પણ આ હકીકત વ્યાજબી લાગી; એટલે તેની વ્યવસ્થા ઠીક થાય તે હેતુથી સમકિતધારી ને વ્રતધારી શ્રાવકો હોય તે સમુદાયમાંથી અલગ તરી નીકળે તે માટે તેની ઓળખાણુની નિશાની તરીકે તેના ગળાઉપર કાકિણીરત્નથી ત્રણ ત્રણ રેખાઓ કરી દીધી, જે ઉપરથી તેવા ધર્મીષ્ટ જ્ઞાન દર્શન અને ચારિત્રના આરાધક જ જમવા આવવાથી તેવા ભક્તોની બહુ પ્રકારે ભક્તિ નિરંતર થવા લાગી અને છેવટે જે માણુસ જેટલા વ્રત પાળતો હોય તેને તે પ્રમાણે રેખા કરવાની પદ્ધતિ ચલાવી. સમય વ્યતીત થતાં ભરત મહારાજા કાળધર્મ પામ્યા બાદ તેમના પુત્ર આદિત્યયશા સુધી શ્રાવક-સમુદાયની ભક્તિ એ જ પ્રકારે ચાલુ રહી; પરંતુ કાકિણીરત્નવડે

નિશાની કરવામાં આવતી હતી તેને બદલે સુવર્ણના ત્રણ તાર કંઠમાં ધારણ કરવા શરૂ થયા. આ રીત અનુક્રમે આઠ પાટ સુધી ચાલુ રહી, પરંતુ સુવર્ણના ત્રણ તાર રાખતા હતા તે બદલાઈને ધીમે ધીમે સુતરના દોરા રાખવા લાગ્યા.

કાળે કરીને નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથ અને દશમા તીર્થંકર શ્રી શીતળનાથ પ્રભુના વચ્ચેના સમયમાં શિથિળતા વધી ગઇ. જે શ્રાવકો જ્ઞાન, દર્શન અને ચારિત્રના રસિક જીવો તરીકે ખાસ ઓળખાતા હતા અને એટલા જ માટે જેમના ગળામાં પ્રથમ કાકિણીરત્નથી ત્રણ રેખાઓ કરાતી હતી અને પછી સુવર્ણના ત્રણ તારની નિશાની કરવામાં આવેલી હતી, તેઓ તમામ વ્રતનો ભંગ કરી અબ્રહ્મચારી થઇ ગયા, રાત્રિભોજન કરવા લાગ્યા, જળસ્નાન, પિતૃશ્રાદ્ધ આદિ ક્રિયાઓ બતાવવા લાગ્યા, કન્યાદાન દેવા લાગ્યા, શુદ્ધ શ્રાવકપણામાંથી તદ્દન પતીત થઇને અવળાં આચરણ આચરવા લાગ્યા, અને મિથ્યાદૃષ્ટિ બની જઇ પોતાને ગુરૂતરીકે પૂજાવા લાગ્યા.

આવા પ્રકારનું વાતાવરણ બહુ વધી જતાં છેવટે દશમા તીર્થંકર શ્રી શીતળનાથ પ્રભુએ કેવળજ્ઞાનવડે શુદ્ધ ધર્મ પ્રકાશિત કરી જનસમાજને ઉપદેશ આપી સમજાવ્યા કે—"આ સુતરના તાંતણા ધારણ કરનારા અબ્રહ્મચારી અને મિથ્યાત્વીના ઉપદેશથી કાંઇ પણ ધર્મ—સાધના કે આત્મ—કલ્યાણ થવાનું નથી અને આવા ઉપદેશકો ગુરૂતરીકે મનાવા—વંદાવા કે પૂજાવા માટે જરાપણ યોગ્ય નથી. ગુરૂ તો કંચન—કામિનીના ત્યાગી, શુદ્ધ બ્રહ્મચર્યવાન્, ઉત્તમ ચારિત્રશાળી હોવા જોઈએ, જેમને નિંદા કે સ્તુતિ, માન કે અપમાન સર્વદા સમાન જ હોય અને જેઓ સદા જ્ઞાનધ્યાનમાં જ

તલ્લીન રહી કેવળ આત્મ-હિત સાધી જગતના જીવોનું કલ્યાણ કરવા વિચર્યા કરે." આ પ્રકારની એ પ્રભુની શુદ્ધ અને રસમય વાણીની છાપ જનસમાજમાં ઉત્તમ રીતે પડી ગઈ એટલે સત્ય વસ્તુ શું છે તે પણ સર્વ સમજી શકયા અને ત્યારથી તે અબ્રહ્મચારી સુતરના દોરા રાખનારાઓનો મહિમા ઘટી ગયો અને તે સમયથી તેઓ હૃદયમાં દ્વેષ રાખી જૈન ધર્મની નિંદા કરવા લાગ્યા." આ પ્રમાણે વિસ્તારપૂર્વક વ્યાખ્યાન આપી શ્રી હેમસૂરિ મહારાજ બોલ્યા કે-" હે કુમારપાળ મહારાજા ! આ રીતે તે વખતથી શૈવધર્મી થયેલા બ્રાહ્મણો હંમેશાં જૈનધર્મઉપર દ્વેષ રાખ્યા કરે છે."

એક સમયે સૂરિમહારાજ બિરાજતા હતા ત્યાં આવીને એક પુરૂષે પોતાના હસ્તમાં ગુપ્ત વસ્તુ રાખીને ગુરૂ મહારાજને પૂછ્યું કે-' કહો, મહારાજશ્રી મ્હારા હાથમાં કઈ વસ્તુ છે ?' જવાબમાં હેમસૂરિ મહારાજે પોતાની વિદ્વત્તાથી કહ્યું કે-'તમારા હાથમાં હરડે છે.' એ સાંભળીને તે પુરૂષે વિનોદ ખાતર ફરી પૂછ્યું કે-" હ " શામાટે રડે છે? તેના જવાબમાં ગુરૂમહારાજે કહ્યું કે-" મૂળાક્ષરોમાં તેને છેલ્લો મૂકવામાં આવ્યો છે માટે " હ " રડે છે. તુરત જ તે પુરૂષે પણ સમાધાન અર્થે જણાવ્યું કે-ભલે "હ"ને તેમાં છેલ્લો મૂકવામાં આવ્યો હોય પરંતુ આપ જેવા સમર્થ સૂરીશ્વરના નામની આદિમાં "હ" અને વળી તેની સાથે એક માત્રા અધિક જોડાયેલી છે, તેથી હવે તે " હ " રડતો જ નથી પરંતુ બહુ જ હર્ષિત થયા કરે છે.

એકદા શ્રી હેમસૂરિ મહારાજપાસે કુમારપાળ ભૂપાળ અને સર્વ સભાજનો તેમજ દેવબોધિ પંડિત વિગેરે વ્યાખ્યાન

શ્રવણ કરવા બેઠેલા છે તે સમયે વ્યાખ્યાન વાંચતા વાંચતા સૂરીશ્વરના મુખથી "હાય–હાય" એ શબ્દો નીકળી પડ્યા. દેવબોધિ પંડિત તે સાંભળતાં જ પોતાના બન્ને હાથ ઘસવા લાગ્યા. આ પ્રકારે થવાથી રાજા કુમારપાળ તેમજ સર્વ શ્રોતાજનો આશ્ચર્યયુક્ત થઈ વિચારમાં પડી ગયા અને કુમારપાળ રાજાએ ગુરૂમહારાજને "હાય" શબ્દોચ્ચારનું તેમજ દેવબોધિએ હાથ ઘસવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં ગુરૂમહારાજે સભાસમક્ષ જણાવ્યું કે–"શ્રી દેવકીપાટણમાં શ્રી ચંદ્રપ્રભુસ્વામીના મંદિરમાં દીપક પ્રગટાવેલા છે, તેની સળગતી વાટ એક ઉંદર લઇને ચાલતો થયો, જેના સ્પર્શથી ત્યાં બાંધેલો ચંદરવો સળગવા લાગ્યો, જે જ્ઞાનવડે કરીને અમારા જોવામાં આવતાં મુખમાંથી "હાય–હાય" શબ્દો નીકળી પડ્યા અને તે જોઇને દેવબોધિ પંડિતે અહીં બેઠાં બેઠાં બે હાથવડે મસળીને–ઘસીને તે ચંદરવો ઓલવી નાંખ્યો." આ હકીકતની ખાત્રી માટે રાજાએ તુરત જ દેવકીપાટણમાં માણસ મોકલી તપાસ કરાવી એટલે ખબર મળ્યા કે જે પ્રમાણે સૂરિમહારાજે વાત કહી હતી તે પ્રમાણેની જ બીના તે સમયે ત્યાં બનેલી હતી. રાજા કુમારપાળ અને સર્વ શ્રોતાવર્ગ આ હકીકતથી હૃદયમાં ઘણા જ હર્ષિત થયા.

શ્રી હેમસૂરિમહારાજના ઉપદેશની અસરથી કુમારપાળ ભૂપાળના હૃદયમાં અનુકંપા બહુ જ ઉંચા પ્રકારની વસેલી હતી અને તેથી કરીને એક દિવસ તેમણે ગુરૂમહારાજને વિજ્ઞપ્તિપૂર્વક કહ્યું કે–"હે સ્વામી ! જો આપ કૃપા કરી મને સુવર્ણસિદ્ધિની વિદ્યા બતાવો તો હું તેના પ્રતાપે સર્વને ઋણરહિત કરી સારી રીતે સુખી કરૂં." તેના જવાબમાં ગુરૂમ-

મ્હારાજે કહ્યું કે-" તે વસ્તુ હું જાણુતો નથી અને તે મેળવવાની મ્હારામાં શક્તિ પણ નથી; પરંતુ મ્હારા ગુરૂ શ્રી દેવચંદ્રસૂરિ એકાંત સ્થળે તપસ્યા કરી રહ્યા છે. તેમને વિનંતિ કરતાં તેઓશ્રી જો અહિં પધારે તો તે મહાત્મા આ કાર્ય કરવા સમર્થ છે." આ પ્રમાણે કહેવાથી કુમારપાળ રાજાએ શ્રી દેવચંદ્રસૂરિ જ્યાં બિરાજમાન હતાં ત્યાં તેડવા માટે વિનંતિપત્ર લખી પોતાના સેવકોને મોકલ્યા, એટલે ગુરૂ શ્રી દેવચંદ્રસૂરિ પાટણ પધાર્યા. તેમના આવાગમનના ખબર મળતાં જ કુમારપાળ મહારાજા વિગેરે ઉપાશ્રયે આવ્યા અને ગુરૂમહારાજને વિધિપૂર્વક વંદન કરી સુખશાતા પૂછી વ્યાખ્યાન સાંભળવા બેઠા. ગુરૂમહારાજની અમૃતસમાન દેશના સાંભળ્યા બાદ વ્યાખ્યાન સંપૂર્ણ થયા પછી રાજા કુમારપાળે એકાંતમાં દેવચંદ્રસૂરિને વિનંતિ કરી કે-" હે કૃપાળુ ગુરૂમહારાજ ! મ્હારા હૃદયમાં અનુકંપાબુદ્ધિએ જગતના જીવોને ઋણુરહિત કરવાની ભાવના થઈ છે, તે માટે સુવર્ણસિદ્ધિની જરૂર છે; તે આપની પાસે છે તો કૃપા કરી મને તે વિદ્યા બતાવો. આ ખાસ કારણ માટે મેં આપ સાહેબને અહિં તેડાવ્યા છે."

આ પ્રમાણે કુમારપાળ ભૂપાળે સુવર્ણસિદ્ધિ માટે યાચના કરી કે તુરત જ તે વાત હેમસૂરીશ્વરે ઉપાડી લીધી અને પોતાના ગુરૂને વિનંતિપૂર્વક કહ્યું કે-" હે ગુરૂમહારાજ ! આ સુવર્ણસિદ્ધિ આપની પાસે છે અને મને યાદ છે કે એક વખતે, આપે તેની પરીક્ષા અર્થે એક શ્રાવક પાસે એક વેલડી મંગાવી હતી, જેને તાંબાની સાથે ઘસતાં તે તુરત જ સુવર્ણ થઇ ગયું હતું. એ જ વસ્તુની કુમારપાળ રાજાને ઘણી જરૂર છે, કારણ કે અનુકંપાબુદ્ધિની ભાવનાએ તેમની ઇચ્છા સહુ કોઇને

ઋણુરહિત કરીને સુખી બનાવવાની છે, તો આપ કૃપા કરી તે બતાવશો તો તેમાં કાંઈ હરકત જેવું જણાતું નથી." ગુરૂશ્રી દેવચંદ્ર મુનિવરે પ્રથમ તો આ વાત શાંતપણે સાંભળી. પછી પ્રત્યુત્તરમાં સ્હેજ ખીજવાઈને બોલ્યા કે–" અરે હેમ ! તું ખરેખર હજુ કાચા કુંભની બરાબર જ જણાય છે. જેમ કાચા ઘડામાં ભરી રાખેલું જળ ટકી શકતું નથી તેમ ત્હારામાં પણ વાત જીરવવાની તાકાદ જણાતી નથી. જે ગુહ્ય વસ્તુ અન્યને નહિ જણાવવા જેવી હતી છતાં મુખમાંથી બહાર નીકળી પડી, તે સબબે ત્હારામાં ગંભીરપણું દેખાતું જ નથી. વળી ખાસ ધ્યાનમાં રાખવા જેવી બાબત તો એ છે કે જ્યારે ત્હારા જેવો હેમ પણ ગંભીરપણું રાખશે નહિ તો પછી બીજાની તો વાત જ શી કરવી ?" આ પ્રમાણે હિતવચનો કહીને કહ્યું કે–" હે હેમ ! આ વિદ્યા અનર્થનું મૂળ છે, આ વિદ્યાથી સંયમમાં હાનિ થવા સંભવ છે; માટે ચારિત્રના ખપી જીવોએ અને શુદ્ધ ચારિત્ર પાળવાના અભિલાષી જીવોએ આવા સાવદ્ય વચન બોલવા કોઇ પણ રીતે યુક્ત જ નથી. સંયમધારી મુનિવરોએ તે માટે નીચેની ઢાળ ખાસ વાંચીને વિચારવા જેવી છે.

ઢાળ.

રાગ રામગ્રી ( દેશી–રામભણી ઉઠીએ )

સાવદ્ય વચન મુનિ નવિ કહે, ન કહે મંત્ર કે મૂળ રે;
ઔષધ ભેષજ ભાખે નહિ, તો રહે સંયમ મૂળ રે. સાવદ્ય૦
જીવ છકાયને રાખતો, ન કહે હિંસાની વાત રે;
યંત્ર તંત્ર મુખે નવિ કહે, તસ મુનિ કહે જગનાથ રે. સાવદ્ય૦
નવવિધ પરિગ્રહ પરિહરે, કારણ પણ પરિહાર રે;
ગ્રંથ ઈસ્યો નર પડિવજે, તે કહ્યા સંયમ ધાર રે. સાવદ્ય૦

આ રીતે મનમાં ચિંતવી છેવટે નિશ્ચય કર્યો કે માગીને કાંઇ મેળવવું અગર તો માગી માગીને પેટપૂર્તિ કરવી તે કરતાં આઢર શેઠને ત્યાં સેવક તરીકે રહીને આજીવિકાનું સાધન ચલાવવું તે ઠીક છે એમ નક્કી વિચાર કરીને આઢર શેઠને વિનંતિ કરી કહ્યું કે–" હે કૃપાળુ શેઠજી ! મહેરબાની કરી મને આપને ત્યાં સેવક તરીકે રાખો એવી મ્હારી માગણી છે અને હું આપને ત્યાં રહી આપના ઘરનું તમામ કામકાજ કરીશ તેમજ નીતિપણે નિમકહલાલ થઇને સેવા બજાવીશ." આ પ્રમાણે નરવીરની હકીકત સાંભળતાં આઢર શેઠને ઘણી દયા આવી અને પોતાને ત્યાં સેવક તરીકે રાખ્યો.

આઢર શેઠને ત્યાં રહીને નરવીર પોતાથી બને તે પ્રમાણે કામકાજ કર્યા કરે છે અને સહુને સારી રીતે પસંદ પણ પડી ગયેલ છે, જેથી દરેક ગૃહકાર્યમાં નરવીરની જરૂરીઆત રહ્યા કરે છે. નરવીરઉપર આખા કુટુંબનો પ્રેમ–ભાવ સારો થયો છે. દરમિયાન સમય વ્યતીત થતાં અનુક્રમે મહામાંગલ્યકારી ઉત્તમમાં ઉત્તમ પર્વાધિરાજ પર્યુષણપર્વ આવ્યા. આ પવિત્ર દિવસનો જ એવો મહિમા છે કે સહુ કોઇને તે દિવસે કાંઇ પણ ધર્મ કરવાનું મન થઇ જાય, તેમજ કદિ પણ પ્રભુમંદિરે કે ઉપાશ્રયે દેવ–ગુરૂના દર્શને ન જતો હોય તેને પણ આ દિવસોમાં દર્શન કરવા જવાનું દિલ થાય એવો અપૂર્વ પ્રભાવ આ પર્યુષણપર્વનો હોવાથી અને આઢર શેઠને ત્યાં આખું કુટુમ્બ ધર્મિષ્ઠ હોવાથી શેઠ, શેઠાણી, શેઠના ચારે પુત્રો અને ચારે પુત્રોની વહુઓએ અઠ્ઠાઇઘરના ઉપવાસ કર્યા અને સર્વે સમતાપૂર્વક ગુરૂમહારાજપાસે વ્યાખ્યાન સાંભળવા ઉપાશ્રયે ગયા.

પ્રસંગોપાત નરવીર શેઠના કામકાજે બહાર ગયો હતો

તેણે આવીને તપાસ કરી તો ઘરે કોઇને નહિ જોવાથી તેમજ સર્વે ઉપાશ્રયે ગયા છે, એમ માલૂમ પડવાથી પોતે પણ વ્યાખ્યાનશાળાએ આવ્યો અને ઘડીએ ઘડીએ ઉંચો નીચો થવા લાગ્યો. આમ થતાં આદર શેઠની નજર નરવીરઉપર પડી અને શેઠે વિચાર્યું કે જરૂર નરવીર કામ-પ્રસંગે ગયેલો હોઈ હજુ જમ્યો લાગતો નથી, તેથી તેને જમાડવા માટે શેઠે એક વહુને નરવીરની સાથે મોકલી. તે શેઠની આજ્ઞાથી ઉઠી તો ખરી, પરંતુ ગુરૂ-ઉપદેશનો રસ મૂકવો તેને ગમતો નથી, છતાં અધવચ ઉઠવું પડ્યું તેથી ગુસ્સે થઇ બબડતી-બબડતી નરવીરને કહેવા લાગી કે-“ અરે ! ભલા માણુસ ! ત્હારા જેવાને અત્યારે પુન્ય-પાપની પણ કાંઇ ખબર પડતી નથી તો પછી ક્યારે પડશે ? સાંભળઃ— ચોપાઇ.

ઉત્તમ દિન પર્યુષણ આજ, કહેને પેટ ભર્યાં શું કાજ,<br>
જેહ પજુસણ પર્વ વિશાળ, પોઢાં પાપ કરે વિસરાલ;<br>
જેણે દિન કલ્પસૂત્ર જ સાર, આઠ વાર સુણતાં ભવપાર,<br>
ઇસ્યા પજુસણ પુન્યભંડાર, સકળ પર્વમાંહી તે સાર.<br>
જીમ પંખીમાં ઉત્તમ હંસ, કુળમાંહી જેમ ઋષભનો વંસ,<br>
જીમ પાણીમાં ગંગા નીર, જીમ વસ્ત્રમાંહી ચારૂ ચીર;<br>
જીમ વાનરમાં વડો હનુમંત, ક્ષમાવંતમાં વડા ભગવંત,<br>
તિમ એ સકળ પર્વમાં કહ્યું, પર્વ પજુસણ મોટું લહ્યું.

આ રીતે પર્યુષણપર્વનો ઉત્તમ મહિમા સંભળાવીને વળી તે વહુ નરવીરને કહેવા લાગી કે-“ આ પવિત્ર આઠ દિવસ-માંહેનો આજનો પ્રથમ દિવસ અઠ્ઠાઈધરનો કહેવાય છે. આજે લગભગ દરેકને ઉપવાસાદિ કાંઇ પણ વ્રત હોય જ છે તેમજ આજ તો દેવપૂજા-ગુરૂદર્શન-વ્યાખ્યાનશ્રવણ-સુપાત્ર-

જ્ઞાન–જીવદયા આદિ સત્કાર્યોમાં જ સહુકોઈ આખો દિવસ પસાર કરે છે. આવા શુભ દિવસે જે કોઈ આહારની ઇચ્છા રાખે તેને ખરેખર ગમાર જ સમજી લેવો.”

આમ કહી નરવીરની સાથે ઘરે જઈને નરવીરને ખાવા માટે આપતાં કહ્યું કે–“ તને જમવા માટે આપું છું, પરંતુ મ્હારો ધર્મશ્રવણ કરવાનો ખરો વખત વહી જાય છે તો તું એકદમ જમી લે.” એ રીતે કહેતી ક્રોધ કરતી ખાવાનું આપતી નરવીરે તે શેઠાણીને જોઈ, એટલે તે બોલ્યો કે–“ શેઠાણી ! આમ શામાટે ક્રોધ કરી મને વઢો છો? આજનો દિવસ પર્યુષણનો પવિત્ર અને ઉત્તમ છે, તેથી આજે મ્હારે પણ બીલકુલ આહાર લેવાની ઇચ્છા નથી; માટે તમે સુખેથી ઉપાશ્રયે જઇ ધર્મ–સાધન કરો અને હું પણ તમારી સાથે જ ત્યાં આવું છું.”

નરવીરના આ પ્રમાણેના વચનો સાંભળીને તે વહુએ કહ્યું કે–“ ભાઇ ! કાંઈ પરાણે પુન્ય કરાય નહિ અને તું આજે આ રીતે ઉપવાસ કર તો તેમાં મ્હારા સસરાજી તરફથી મને પૂરો ઠપકો મળે માટે તું સુખેથી જમી લે.”

તે સાંભળી નરવીર બોલ્યો કે–“ હું મ્હારા મન–પરિણામથી જ આજે ઉપવાસ કરૂં છું અને તમારી સાથે ઉપાશ્રયે આવી ગુરૂપાસે પચ્ચખ્ખાણ પણ ભાવપૂર્વક વિનંતિ કરીને માગીશ, માટે તમારે કાંઇ પણ ચિન્તા કરવી નહિ.” આમ વાતચીત કરીને બન્ને પાછા ઉપાશ્રયે આવ્યા અને સહુસહુના સ્થાનકે બેસી ધર્મશ્રવણ કરવા લાગ્યા. શેઠની નજર નરવીર ઉપર પડી કે તુરત જ પાછું આવવાનું કારણ પૂછ્યું, જેના જવાબમાં નરવીરે કહ્યું કે–“ હે સ્વામી ! આજે ઉત્તમ પર્યુષણ

પર્વનો પ્રથમ દિવસ છે, તો કૃપા કરી મને ઉપવાસનું પચ્ચખ્ખાણ અપાવો." એમ કહેવાથી તેના હૃદયમાં ભાવ જાણીને સભાસમક્ષ ગુરૂમહારાજપાસે નરવીરને ઉપવાસનું પચ્ચખ્ખાણ કરાવ્યું. નરવીર બહુ જ હર્ષ પામ્યો અને તે દિવસ અને રાત્રિ સમતાભાવે વ્યતીત કરી, પ્રભાતે પારણા માટે આઢર શેઠે બહુ પ્રકારની સામગ્રી કરાવી નરવીરને દાતણ કરીને પારણું કરવાનું કહ્યું.

નરવીરે વિચાર કરી કહ્યું કે-" શેઠજી! આપ જ્યાંસુધી જમ્યા નથી, તે પહેલાં મ્હારાથી કેમ જમી શકાય? જો નોકર ખરેખર વિનયી હોય તો તેણે જરૂર શેઠની પહેલાં જમવું એ કોઇ પણ રીતે યોગ્ય ગણાય નહિ, તેમ સુકુલીન સ્ત્રીનો પણ એ જ ધર્મ છે કે પોતાના પતિને જમાડ્યા સિવાય પોતે જમે જ નહિ, વિનયવંત શિષ્યની પણ એ જ ફરજ છે કે પોતાના ગુરૂને આહાર લાવી આપી વપરાવ્યા પછી પોતે વાપરે, માટે હું આપની સાથે જ ભોજન કરીશ અને વળી આપસાહેબ શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા કરવા પધારો છો તો હું પણ ત્યાં સાથે જ આવીશ."

નરવીરની આવી ઉત્તમ ભાવના જોઇને આઢર શેઠ તેને સાથે લઇને શ્રી જિનેશ્વર પ્રભુના મંદિરે આવ્યા. નરવીરને પ્રભુ પેખી હૃદયમાં ઉલ્લાસભાવ જાગ્યો અને ભાવપૂર્વક પ્રભુદર્શન કર્યાબાદ વિધિવત્ સ્નાન કરી કેશરચંદનાદિ અષ્ટદ્રવ્ય લઇને આઢર શેઠે પ્રભુપૂજા કરી અને નરવીરને પણ પૂજા કરવાની વિધિ પાસે રહીને બતાવી પૂજા કરાવી. તેમાં જ્યારે પુષ્પની પૂજા આવી ત્યારે નરવીરે વિચાર કર્યો કે-" આ મહાભાગ્યશાળી આઢર શેઠને તો દ્રવ્યનાં અનુકૂળ સાધનથી પૂજાની ઉચ્ચ પ્રકારની સામગ્રી અહિં હાજર છે અને તે વડે હું પૂજા

તો કરૂં છું, પરંતુ શેઠના પુષ્પોથી પૂજા કરવા કરતાં મ્હારા પોતાના પૈસાના પુષ્પો લઇને પૂજા કરૂં તો ઉત્તમ ગણાય.' એ ભાવનામાં ચડીને નરવીરે પોતાની પાસે જે પાંચ કોડીની મુડી હતી તે પાંચ કોડીના પુષ્પો માલણ પાસેથી વેચાતા લીધા અને ઉલ્લાસપૂર્વક એ અઢાર પુષ્પોવડે શ્રી અજિતનાથ ભગવાનની પૂજા કરી. ભાવપૂજા કર્યા બાદ આઢર શેઠ અને નરવીર ઘરે આવ્યા. આઢર શેઠે મુનિવરને તેડી લાવી વ્હોરાવીને પોતે પારણું કર્યું તે સાથે નરવીરને પણ પારણું કરાવ્યું.

પ્રસંગોપાત્ કવિ ઋષભદાસ સૂચના કરે છે કે આ રીતે સુપાત્રને દાન આપ્યા પછી અને પોતાની સાથે રહેલા માણસોની સાર-સંભાળ લીધા પછી જમવું તે ખરૂં ભોજન છે, ભોજનની ઉત્તમ સામગ્રી પણ પૂર્વકૃત પુન્યથી જ પમાય છે; બાકી તો કોઇને આપ્યા શિવાય એકલા એકલા આરોગી જવું અને તેમાં પણ ભક્ષ્યાભક્ષ્યનું ઠેકાણું નહિ તે ખરેખર ભોજન નથી, પરંતુ તેને તો "ઝોબર્યું" કહી શકાય. તે વિષે કર્ત્તા કહે છે કેઃ—

**કવિત.**

**ચોલા બરંટી તેલ, શાક વિણ નિત્યે સારે;**
**પીરસે ભુંડી નારી, પેટ કહો કેણી પરે ઠારે.**
**ઉપર ઢીલી ઘેંસ, છાશ પણ પીરસે પાણી;**
**સિંધવ નહિ પણ રાખ, કિસિ કહું કર્મની કહાણી.**
**આહાર અઢી શેરનો, શેર સવા દોહિલો લહે;**
**કવિ ઋષભ કહે એ 'ઝોબર્યો', ભોજન એને કુણ કહે?**

આવા પ્રકારનું ખાવાનું પુન્યપ્રાપ્તિ ઓછી હોવાના સબબથી જ મળે છે, તેની સાથે પાપનો ઉદય હોય તો જ આવા સંયોગો ઉભા થાય છે.

દોહરા.

આકુ બાલણુ ને જવ જમણુ, ચેલકડાં બહુઆઇ;
ટીપે ટીપે ઘર ચુવે, ચારે પાપ ફેલાઇ.
કડુઆ બોલી કામિની, લેવો નિરસ આહાર;
ભાર વહીને જીવવું, ત્રણે શિર ધિક્કાર.

પાપનો ઉદય હોય ત્યારે જ ઉપર જણાવ્યા પ્રમાણે આકડાનું બળતણ એટલે કે જેનાવડે રસોઇ કરતાં ક્ષણે ક્ષણે ઓલવાઇ જાય તેથી મુંઝાવું પડે તેવું સાધન, તેમજ ખાવામાં પણ જવનું જ ધાન્ય કે જે હલકું ગણાય છે તે મળે, તેની સાથે ઘણાં છોકરાં હોય અને ઘર ઉપરનું છાપરૂં ચોમાસામાં ચુતું હોય એ ચારે પાપ ગણાય છે. વળી સ્ત્રી વઢકણી હોય, નિરસ આહાર કરવાનો હોય અને હમેશાં ભાર ઉપાડીને આજીવિકા ચલાવવાની હોય—એ ત્રણ વાના પણ પાપકર્મવડે જ પ્રાપ્ત થાય છે.

વળી ઋષભદાસ કવિ કહે છે કે—પાપકર્મનો ઉદય હોય ત્યારે જ આવાં આવા દુઃખો અનાયાસે આવી પડે છે.

ચોપાઇ.

પહેલું દુઃખ પાડોશી ચાડ, બીજું દુઃખ ઘરે વિષનું ઝાડ;
ત્રીજું દુઃખ જે નિત્ય સહે માર, ચોથું દુઃખ જે ન જરે આહાર.
પાંચમું દુઃખ જે પાળા ચાલવું, છઠ્ઠું દુઃખ જે નિત્ય માગવું;
કવિ કહે માંચે માકડ બહુ, એ સાતે દુઃખ સુણજો સહુ.

---

પહેલું દુઃખ જે પરની આશ, બીજું દુઃખ જે ઓછો વાસ;
ત્રીજું દુઃખ જે બહુ રણે ચડે, ચોથું દુઃખ જે બહુ વશ પડે.
પાંચમું દુઃખ જે ન ટળે રોગ, વંછિત ન મળે જેહને ભોગ;
કવિ કહે નિત્ય ખારૂં નીર, એ દુઃખ સાતે દહે શરીર.

વળી પણ પાપકર્મનો ઉદય હોય ત્યારે અનાયાસે આવાં પણ દુઃખો ઉભાં થાય છે તે કહે છેઃ—

આંખે અંધાપો હોય અને ઘર આગળ કુવો હોય, બાળક નાના મૂકીને તેની માતા મરી ગઈ હોય, દાંત તમામ પડી ગયા હોય અને સોપારી ખાવાનો સ્વાદ હોય, પુંઠે ગુમડું થયું હોય ને ઉંટ ઉપર બેસીને મુસાફરી કરવી હોય—આ બધાં દુઃખના પ્રસંગો પાપના ઉદયથી જ આવી પડે છે એમ સમજવું; માટે એને હઠાવવા સારૂં જેમ બને તેમ પુન્ય-પ્રકૃતિ વધારવા ઉજમાળ થવું. જગતમાં પુન્યથી જ સર્વ પ્રકારે સુખ-સંપત્તિ સાંપડે છે. એ માટે કવિ ઋષભદાસ જણાવે છે કે—

(૧) (૨) (૩) (૪)
**છાશ, છમકો, છાંહડી, છ રત ભોગ ભલાઈ;**
(૫) (૬) (૭)
**છોરૂ છત ઘરે છેલ ત્રિયા, પુન્યે સાત છછાય.**
(૧) (૨) (૩) (૪) (૫) (૬)
**ગોરસ, ગોધમ, ગોલ રસ, ગવાક્ષ, ગોરી ગાન;**
(૭)
**ઋષભ કહે ગજ બારણે, એ સુખ સ્વર્ગ સમાન.**

ઉપરના દુહામાં એ બતાવે છે કે— (૧) છાશ એટલે ઘરે ગાય, ભેંશ વિગેરેની સગવડ હોય કે જેથી કરીને હમેશાં દહિં, દૂધ ને છાશ વિગેરે સારી રીતે મળ્યા જ કરે, (૨) છમકો એટલે રસોઈ પણ ઉત્તમ પ્રકારની જ મળતી હોય અને તે પણ જ્યારે જમવા બેસીએ તે જ વખતે છમછમ કરતું ઉનું ઉનું જ મળે, (૩) છાંહડી એટલે પોતાને સ્વાધીન સુંદર વાડી હોય કે જેમાં હમેશાં શીતળ સુગંધી વાયુની લહેરો મેળવી ટાઢે છાંયે બેસી શાન્તિ લેવાતી હોય, (૪)

છ રત ભોગ એટલે છએ ઋતુમાં અનુકૂળ ભોગની સામગ્રી હાજર હોય, (૫) છોરૂ એટલે ઘર આંગણે બાળબચ્ચાંઓ આનંદથી ખેલતાં હોય, (૬) છત ઘરે એટલે દરેક બાબતની ઘરમાં છત હોય. જે જે વસ્તુઓની જરૂર પડે તે સર્વ સામગ્રીની પોતાને ત્યાં છત જ હોય અને (૭) છેલ પ્રિય એટલે ઘરે નારી પણ આનંદી સુંદર શિયળવતી હોય—આ પ્રમાણે સાત "છછા" પુન્યે કરીને જ પ્રાણીને પ્રાપ્ત થાય છે. તેમજ ગોરસ એટલે દહિં, દૂધ, ગોધુમ એટલે ઘઉં, ગોળ એટલે ગળપણ, ગોખ તે ઝરૂખા, ગોરી તે સુંદરી, ગાન એટલે ગાન-તાન અને ઘરે ગજોનું ઝૂલવું—એ સાત "ગગા" પણ પુન્યના ઉદયે પ્રાણીને મળે છે; માટે હમેશાં પુન્યપ્રકૃતિ વધારવા પ્રયાસ સેવવો જોઇએ. પુન્યપ્રકૃતિની સાનુકૂળતા હોય ત્યારે આવા પ્રકારના સુખો આપોઆપ પ્રાણીને મળી જાય છે.

વળી કવિ ઋષભદાસ જણાવે છે કેઃ—

### ચોપાઈ.

પહેલું સુખ જે જાતે નર્યા, બીજું સુખ જે ઘેર દીકરા;
ત્રીજું સુખ જે ઋણવિણ વરા, ચોથું સુખ જે પોતે ઘરા.
પાંચમું સુખ જે રૂડી નારી, છઠ્ઠું સુખ જે ઝાડું બારી;
સાતમું સુખ જે આંગણ ઝુત્ત, પુન્યે એ લહીએ ઘરસુત્ત.

વળીઃ—

પહેલું સુખ ન જઈએ ગામ, બીજું સુખ વસીએ નિજ ઠામ;
ત્રીજું સુખ જે માને ભૂપ, ચોથું સુખ જે રૂપ સુરૂપ.
પાંચમું સુખ ઈચ્છાએ રમે; છઠ્ઠું સુખ જે વેળાએ જમે;
કવિ કહે સાતમું સુખ ગમે, સકલ લોક ઘરે આવી નમે.

વસ્તુતઃ પુન્ય અને પાપથી સુખ–દુઃખ અનુક્રમે પ્રાણીને

ભોગવવા પડે છે, તેનો વિચાર કરી વાચક મહાશય ! આપણે પણ પુન્યોપાર્જન કરવા માટે યથાશક્તિ ધર્મકરણી કરવા હમેશાં ઉજમાળ રહેવું, એ આ હકીકતનો સાર છે.

અહીં આઢર શેઠની પુન્યપ્રકૃતિ વિશાળ હોઇને સર્વ અનુકૂળ સામગ્રી અને સુખ તેઓ પામ્યા હતા, એટલે ઉપવાસનું પારણું કર્યા બાદ પોતે નરવીરને લઇને પોતાના વિશ્રામગૃહમાં શાંતિને માટે બેઠા. તે દરમિયાન નરવીરે કોઈ વખત ઉપવાસ કરેલ નહિ તેથી કરીને તેમજ ઉપવાસના પારણામાં ઉત્તમ પ્રકારનો આહાર જરા વધારે લેવાયો હોવાથી તે આકુળવ્યાકુળ થવા લાગ્યો તેમજ તેનો જીવ ચુંથાવા લાગ્યો, જે સ્થિતિ નિહાળતાં આઢર શેઠે તુરત જ વૈદ્યને બોલાવી અનેક ઔષધ–ઉપચાર શરૂ કરાવ્યા અને આઢર શેઠ પોતે નરવીરના પગના તળીયા પંપાળવા લાગ્યા. આ પ્રમાણે પોતાનો શેઠ પોતાની આવી ચાકરી–બરદાસ કરવા લાગ્યા છે એ જોઇને નરવીર વિચારે છે કે–“ અહો ! ધન્ય છે શ્રી જૈનધર્મને ! મેં ફક્ત એક જ ઉપવાસ કર્યો અને શ્રી જિનેશ્વર ભગવંતની એક વખત પૂજા કરી તેમાં હું એક નોકર છું, એ ભાવ ભૂલીને મ્હારા શેઠ મ્હારી ચાકરી પોતાની જાતે જ કરે છે. એ જોતાં ખરેખર જગતમાં જૈન ધર્મની બલિહારી છે; અને આવો ઉત્તમ ધર્મ મને હાથ લાગ્યો તે મ્હારૂં પણ પ્રબળ પુન્ય જ ગણાય. જો કે હું તેને સારી રીતે આરાધી શકીશ કે નહિ તે નક્કી નથી, કારણ કે અત્યારે તો મ્હારી શારીરિક સ્થિતિ ઘણી જ બિમાર છે; પરંતુ આવા કલ્યાણકારી ધર્મનું સેવન મને સર્વદા હજો.” આવી ઉત્તમ ભાવના નરવીર ભાવવા લાગ્યો. એ પ્રમાણે હૃદયમાં અરિહંતાદિ ચાર શરણ ચિંત-

-વંતો, શુભ ધ્યાન ધ્યાતો અને શેઠનો ઉપગાર માનતો નરવીર દર્દ વધી જતાં મરણ પામ્યો.

એ નરવીરનો જીવ તે તમે ત્રિભુવનપાળના સુત કુમારપાળ થયા છો. આ રીતે હે રાજન્ ! આપના પૂર્વભવસંબંધી હકીકત જાણી લેવી. વળી આઢર શેઠનો જીવ ઉદયન મંત્રી થયેલ છે અને યશોભદ્રસૂરિનો જીવ તે હું હેમસૂરિ થયો છું, એ પ્રમાણે સર્વ સમજી લેવું.

હે રાજા કુમારપાળ ! તમે અહીંથી આયુષ્ય પૂર્ણ કરીને વ્યંતર દેવતા થશો, ત્યાંથી ચ્યવીને આ ભરતક્ષેત્રમાં ભદ્દિલપુર નામે નગરમાં **શતાનંદ** નામે રાજા અને **ધારિણી** નામે રાણીના **શતબળ** નામે પુત્ર થશો, ત્યાં રાજ્યનું પાલન કરી છેવટે શ્રી **પદ્મનાભ** તીર્થંકર ભગવાનની દેશના સાંભળીને રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી ચારિત્ર ગ્રહણ કરવા ઉજમાળ થશો અને તેમના અગીયારમા ગણધર થશો. અનુક્રમે કેવળજ્ઞાન પામી આ ભવથી ત્રીજે ભવે સિદ્ધિગતિને પ્રાપ્ત કરશો. ”

આ રીતે પૂર્વભવસંબંધી હકીકત કુમારપાળ ભૂપાળને હેમસૂરિમહારાજે કહી સંભળાવી. ત્યારબાદ સિદ્ધિગતિના સુખનું અપૂર્વ વર્ણન કરતાં સૂરિમહારાજે જણાવ્યું કે– “ હે રાજન્ ! તમે એકચિત્તે સિદ્ધિગતિનું વર્ણન સાંભળોઃ—

સિદ્ધિગતિમાં નથી રોગ કે શોક, નથી આપદા કે ચિન્તા, નથી કોઇ સ્વામી કે નથી કોઈ સેવક, નથી કોઈ બેસાડનાર કે નથી કોઇ ઉઠાડનાર, નથી ત્યાં રાજાનો, અગ્નિનો કે યમનો ભય, નથી ત્યાં વાઘ, સિંહ, વીંછી કે સર્પાદિકનો ભય, નથી ત્યાં ડાંસ, મચ્છર, માખી કે ઉંદર,

નથી ત્યાં શ્વાસ, ખસ કે જલોદરાદિ રોગનો ભય, નથી ત્યાં ક્ષુધા કે તૃષા, નથી ત્યાં વિયોગ કે સંયોગ, નથી ત્યાં જન્મ, જરા કે મરણુ, નથી ત્યાં ટાઢ કે તડકો, નથી ત્યાં શત્રુ કે મિત્ર, નથી ત્યાં રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ ઈત્યાદિ કોઇ પણુ પ્રકારનો વિકાર ને લેશ પણુ દુઃખ; ત્યાં તો કેવળ અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ અને અનંતવીર્ય જ છે."

આ રીતે મુક્તિનગરનું અલ્પ વર્ણન જાણવું. તેનું સંપૂર્ણ વર્ણન તો હે રાજાજી! જેને ક્રોડ જીહ્વા હોય તે પણુ કહી શકે તેમ નથી, તેમ તેનું અપૂર્વ અને અવ્યાબાધ સુખ છે જેની ઉપમા આપી શકીએ તેવી કોઇ વસ્તુ આ જગતમાં છે નહીં. એટલે કોઈની સાથે ઘટાવી શકાય તેમ નથી અને કોઈ વસ્તુની સાથે સરખામણી કરીને હું સમજાવી શકું તેમ નથી. તેની ઉપર એક ભીલનું દ્રષ્ટાંત છે. તે ભીલે શહેરનું સુખ અનુભવેલું—જોયેલું છતાં પોતાનાં સગા–સ્નેહીઓને કોઇ પણુ રીતે સમજાવી શક્યો નહિ તે મુજબ જ અહીં પણુ સમજી લેવું.

"એક વનમાં ભીલ અને ભીલડી રહેતાં હતાં, જેઓને પહેરવા વાસ્તે ખાખરાના પાંદડાં હતાં અને મળે તે ખાઈને ભદ્રકભાવે પોતાનું જીવન ગુજારતા હતા. તે સ્થળે અનાયાસે એક રાજા અશ્વ ખેલાવતો જઇ ચડ્યો અને લાંબી મજલ કરેલી હોવાથી, ઘણો જ તૃષાતુર થયેલ હોવાથી, પાણી વગર ગળું સુકાવાથી, આમતેમ તરફડીયા મારતો હતો. છેવટે તે જમીન-ઉપર ઢળી પડ્યો અને પાણી પાણી પોકારવા લાગ્યો. આવી દુઃખદ સ્થિતિ નિહાળીને તે ભીલ કે જેનું નામ 'ભીમો' હતું તે તુરત જ ત્યાં આવ્યો અને હૃદયમાં દયા ઉત્પન્ન થવાથી એકદમ વગડામાં ફરીને પાકાં આમળાં ચુંટી લાવી તેનો

રસ કાઢી રાજાના મોઢામાં મૂકવા માંડ્યો, જેથી ધીમે ધીમે રાજાને શાન્તિ ઉત્પન્ન થતી ગઇ અને થોડીવાર પછી રાજા એકદમ સચેત થઈ ગયો.

તુરત જ તે રાજા ભીમાઉપર પ્રેમ લાવી કહેવા લાગ્યો કે-" આ વખતે તેં મને ખરેખર જીવિતદાન આપેલ છે. ત્હારા કરેલા ગુણનો બદલો હું કોઇ પણ રીતે વાળી શકું તેમ નથી, તો પણ યથાશક્તિ મ્હારાથી બને તેટલી ત્હારી ભક્તિ કરવા મ્હારી ઇચ્છા છે તો હું તને કહું છું કે તું અહીં વગડામાં રહી જે તે ખાઇ, ઝાડના પાંદડાં પહેરી દિવસો નિર્ગમન કરે છે તેને બદલે મ્હારી સાથે નગરમાં ચાલ. હું જરૂર આ તારા દેહનો વાન ફેરવી નાંખી સ્વરૂપવાન બનાવી મ્હારાથી બનશે તેટલી તારી સેવા-ભક્તિ કરીશ."

આ પ્રમાણેની વાતચીત ભીમાસાથે રાજા કરે છે તે દરમિયાન પછવાડે રાજાનો પરિવાર રાજાજીની શોધમાં નીકળેલ તે ત્યાં આવી પહોંચ્યો અને પ્રેમભાવે પરસ્પર મળીને સહુ કોઇ નગર તરફ ચાલ્યા.

તેની સાથે આદરસત્કારસહિત ભીમાને પણ પાલખીમાં બેસાડીને શહેરમાં તેડી લાવ્યા. ભીમાને માટે સ્નાન કરાવવાની તૈયારી કરાવી. માણસો રાખી સુંદર પ્રકારે ભીમાને ન્હવરાવી શરીર સ્વચ્છ કરાવ્યું અને પહેરવા માટે પીતાંબર, શાલ વિગેરે ઉત્તમ વસ્ત્રો આપી મુકુટ, કુંડલ, મુદ્રિકા વિગેરે આભૂષણોથી શણગારી ઇંદ્રના અવતાર જેવો બનાવી દીધો અને ભોજનસમયે બત્રીશ પ્રકારની રસોઇસહિત ભાતભાતના પકવાન્નો પાસે બેસીને રાજાએ ભીમાને બહુ જ પ્રેમપૂર્વક અને આગ્રહપૂર્વક જમાડી ખૂબ તૃપ્ત કર્યો.

આ પ્રકારે સંપૂર્ણ સુખમાં ભીમો પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો અને પોતાને માટે સુવર્ણપલંગની પણ ઉત્તમ સગવડ હોવાથી શાંતિથી હમેશાં આરામ લેવા લાગ્યો. આ રીતે ઘણો સમય ભીમા ભીલે ત્યાં આનંદમાં પસાર કર્યો. તે દરમિયાન એક દિવસે રાજાએ ભીમાની ખબરઅંતર ખાસ પૂછી અને કહ્યું કે-" આ સર્વ રાજ્યની સામગ્રી તારી જ છે તેમ સમજીને તારે જે કાંઇ જોઇએ તે સુખેથી માગી લેવું, કોઇ પણ બાબતની શરમ રાખવી નહિ; કારણ કે તેં મ્હારા ઉપર મહાન્ ઉપકાર કરેલ છે તેથી હું ત્હારા માટે જે કાંઈ કરૂં તે થોડું છે." આ પ્રમાણે રાજાની મધુર વાણી સાંભળીને ભીમો બોલ્યો કે-" સાહેબ ! અહીં સાહિબીનો તો પાર નથી, સુખ-સગવડમાં કાંઇ ખામી નથી, પરંતુ મને મ્હારૂં ઘર યાદ આવ્યા કરે છે, તેથી અહીં જરા પણ ગમતું નથી-ગોઠતું નથી અને ચેન પણ પડતું નથી; માટે મહેરબાની કરીને મને વગડામાં જ્યાં મ્હારૂં ઘર છે ત્યાં પહોંચાડી દ્યો તો સારી વાત." કહ્યું છે કે:—

**જે જીવ વિષમાં ઉપન્યો, ન ગમે અમૃતકુંડ;**
**માખી ચંદન પરિહરે, શ્વાન તજે ખીર ખાંડ.**

વળી તે ભીમાએ કહ્યું કે-" હે રાજાજી ! આપે તો મ્હારી મેમાનગતિ ઘણી સારી રીતે કરી છે, પરંતુ મ્હારો જીવ ઘરે જવા માટે વળગ્યો રહે છે તેમજ મ્હારી સ્ત્રી પણ મને બહુ સાંભરી આવે છે, એટલે આપનું ગમે તેટલું સુખ છે, પરંતુ તે સુખ મને તો બંધનરૂપ હોવાથી દુઃખમય દીસે છે. ભલે પોપટને સોનાના પાંજરામાં પૂરીને પછી તેને ઉત્તમ પદાર્થો ખાવા માટે આપો, છતાં તેને તે પાંજરૂં જેમ બંધ-

નમય–દુઃખકારક લાગે છે તેમ મ્હારા માટે જાણી લેશો; માટે કૃપા કરી મને જ્યાં મ્હારી સ્ત્રી અને મારું સ્વજન કુટુમ્બ વસે છે તે વનમાં જલ્દી પહોંચાડી આપશો તો હું આપનો મોટો ઉપકાર માનીશ.” આ પ્રમાણે ભીમાની વાત સાંભળીને રાજાએ તુરત જ પોતાના સેવકોને બોલાવીને ભીમાને તેના ઇષ્ટ સ્થાનકે પહોંચાડી આપ્યો.

ભીમો ઘણા દિવસે પોતાને ઘરે આવતાં હૃદયમાં બહુ આનંદ પામ્યો અને પોતાની સ્ત્રી તથા સગા–સ્નેહીને પ્રેમથી મળ્યો. પછી ત્યાં રહેલા તમામ ભીલો વિગેરે પ્રેમથી પૂછવા લાગ્યા કે–“ આટલા દિવસ તું કયાં ગયો હતો ? અને ત્યાં તું શું કરતો હતો ? ” જવાબમાં ભીમાએ કહ્યું કે–“ જે રાજાને મેં અહીં આમળાનો રસ પાઇ સચેત કરેલ તે રાજાની સાથે હું તેમના નગરમાં ગયો હતો. ત્યાં એ રાજાએ મને ખાવાની, પીવાની, પહેરવાની, હરવાફરવાની, સુવાની જે જે સુખ સગવડ કરી આપી તે સર્વ અત્યારે યાદ આવ્યા કરે છે. ત્યાં અપૂર્વ આનંદમાં તમામ દિવસો મેં તો કાઢ્યા છે. એ આનંદ, એ લહેર, એ ભક્તિ, એ પ્રેમ, એ સ્વાદ, એ સુવાના સુવર્ણ-પલંગની શોભા, એ મહેલાત, એ દાસદાસી અને એ સંપૂર્ણ ઋદ્ધિ–સિદ્ધિથી ભરેલી નગરી વિગેરેનું વર્ણન કરી તમો સર્વને સમજાવવા હું તદ્દન અશક્ત છું, તેમજ હે ભીલો ! અહીં એવી કોઇ પણ વસ્તુ મ્હારા જોવામાં આવતી નથી કે જેની સાથે સરખાવી જેની ઉપમા આપીને થોડુંઘણું પણ હું તમને સમજાવી શકું. ટૂંકમાં કહું તો એ સુખ તો એકલો મ્હારો આત્મા જ જાણે છે.”

આ દૃષ્ટાંત કહીને હેમસૂરિમહારાજે કહ્યું કે–“ હે રાજા

કુમારપાળ ! જેમ તે ભીમો ભીલ પોતાનું અનુભવેલું સુખ બીજાની આગળ કહેવા તદ્દન અશક્ત બન્યો તેમ એ સિદ્ધિગતિના અનંત સુખને માટે પણ અહીં ઉપમાથી સમજાવી શકું એવી કોઇ પણ વસ્તુ છે જ નહિ. ત્યાં જે સિદ્ધશિલા છે તેને શાસ્ત્રમાં આવા પ્રકારની વર્ણવી છે:—

" સિદ્ધશિલા પીસ્તાલીશ લાખ યોજન લાંબી, પહોળી ને ગોળ આકૃતિવાળી છે. જેનો અર્ધચંદ્રની જેવો આકાર છે. તે વચમાં આઠ યોજન જાડી છે, તેનો ફરતો છેડો માખીની પાંખસમાન પાતળો છે, જે અર્જુન સુવર્ણના સરખી એટલે શ્વેતવર્ણી છે, તેની ઉપર એક યોજનના ચોવીશમા ભાગમાં સિદ્ધના જીવો નિરાગીપણે વસે છે. તેઓ અરૂપી છે અને તેજના પુંજમય છે, તેઓ લોકાલોકનું સકળ સ્વરૂપ જાણે છે તેમજ ત્યાં રહ્યા થકા ચૌદ રાજલોકના જીવોનું આખું નાટક જ્ઞાનવડે નિહાળ્યા કરે છે, સર્વ જનોની પુન્ય–પાપની કરણી પણ તેઓ જાણી શકે છે, એટલે કે સિદ્ધના જીવોથી કોઇ પણ વસ્તુ અગમ્ય નથી. "

આ પ્રમાણે સિદ્ધિગતિના સુખનું અપૂર્વ વર્ણન સાંભળીને રાજા કુમારપાળ હૃદયમાં અતિ હર્ષિત થયા. પછી પોતાના પૂર્વભવની હકીકત સાંભળેલ તેની ખાત્રી કરવા એકશિલા નગરીમાં પોતાના માણસોને મોકલ્યા. તેમણે ત્યાં જઇ તપાસ કરી આઢર શેઠના નામથી પૂછપરછ કરતાં શેઠનું પુરાણું ઘર હાથ આવ્યું, જ્યાં ફક્ત એક વૃદ્ધ ડોશી દીઠા ને તેમની પાસે બેસી વિનયપૂર્વક સર્વ હકીકત આઢર શેઠસંબંધી પૂછવા માંડી. તુરત જ ડોશીમાએ અથથી તે ઇતિ સુધીની સર્વ વાત કહી સંભળાવી અને કહ્યું કે–" એ આઢર શેઠની જાહો–

જલાલીની તમને શું વાત કરૂં ? એ શેઠ-શેઠાણી બહુ પુન્યશાળી હતા, જૈનધર્મના તીવ્ર રાગી હતા, ઋદ્ધિ-સિદ્ધિનો પાર નહોતો, હાટ અને હવેલી પણ સુંદર અને ભવ્ય હતાં, શેઠને ચાર પુત્રો હતા અને તે ચાર પુત્રોની ચારે વહુઓ પણ રૂપવંત અને વિનયવંત હતી. સર્વે શ્રી જિનેશ્વર ભગવાનની સેવાભક્તિ, ગુરૂભક્તિ, વ્રત, તપ, જપ વિગેરે યથાશક્તિ કરી ધર્મનું જ સદા સેવન કરતા હતા. તેમને નરવીર નામે એક નોકર હતો કે જે શેઠના ઘરનું તમામ કામકાજ કરતો હતો અને તેથી કરીને સર્વને પ્રિય થઇ પડ્યો હતો. એકદા પર્યુષણપર્વમાં આઢર શેઠને ત્યાં સર્વેએ ઉપવાસ કર્યા હતા, તે સાંભળી પર્વનો મહિમા જાણી નરવીરે પણ ઉપવાસ કર્યો, પરંતુ પારણું કર્યા બાદ નરવીરને પેટમાં દુઃખાવો ઉત્પન્ન થતાં તે મરણ પામ્યો. ત્યારબાદ કાળે કરીને આઢર શેઠ, શેઠાણી, શેઠના ચારે પુત્રો અને ચારે પુત્રોની વહુઓ સર્વે પરલોકમાં પહોંચ્યાં. અત્યારે તો ફક્ત હું એક પાપિણી જીવું છું."

આ પ્રમાણે હકીકત કહેતાં અને પૂર્વની જાહોજલાલી સાંભરી આવતાં તે ડોશીમાનું હૃદય ભરાઇ આવવાથી તે રડી પડ્યા, જેથી ત્યાં આવનાર રાજા કુમારપાળના માણસોએ ડોશીમાને આશ્વાસન આપી કહ્યું કે—" સુખ અને દુઃખ, ઉદય અને અસ્ત, ચડતી અને પડતી તો થયા જ કરે છે, તેમાં હર્ષ કે શોક કરવો શું કામનો છે ? કર્મના સંચિત પ્રમાણે જ ફળ ભોગવવાં પડે છે, માટે ડોશીમા આપ સમતા રાખો." આમ કહી ત્યાંથી રજા માગી તેઓ અનુક્રમે રાજા કુમારપાળની પાસે આવ્યા અને એકશિલા નગરીમાં આઢરશેઠની, નરવીર વિગેરેની જે હકીકત ડોશીમાએ કહેલી તે અક્ષરેઅક્ષર નિવેદન કરી,

તેથી ગુરૂશ્રી હેમસૂરિ મહારાજે પૂર્વભવસંબંધી કહેલી હકીકત સત્ય જાણીને કુમારપાળ ભૂપાળે હૃદયમાં ઘણો હર્ષ પામી સૂરીશ્વરની બહુ પ્રકારે સ્તુતિ કરી અને બહુમાનપૂર્વક-પ્રેમપૂર્વક ગુરૂમહારાજને **કળિકાળસર્વજ્ઞ**નું ઉત્તમોત્તમ બિરૂદ આપ્યું.

એકદા કુમારપાળ ભૂપાળે પોતાના હિતની ખાતર ખાસ સમજવા માટે ગુરૂશ્રી હેમસૂરીંદ્રને કેટલાક પ્રશ્નો પૂછ્યાં તેમાં પૂછ્યું કેઃ—

કુંણ ઉંઘે ? નર કુંણ જાગતાં ?, સંસારવેલિ કિહાં વાધતા ?;
વિષ અમૃત ? કહો ગહનનો ભેદ ?, કવણ નરગ કહો ધરી ઉમેદ ?.

આ દરેક પ્રશ્નનું સ્ફુટ રીતે વિવેચન કરી સમજાવતાં સૂરિમહારાજા બોલ્યા કે—" કોણ ઉંઘતા અને કોણ જાગતા ?" એના જવાબમાં સમજી લેવાનું છે કે—" મૂર્ખ નરો ઉંઘતા જ છે અને પંડિત-વિવેકવંત પુરૂષો જાગતા જ છે, કારણ કે અઘોર નિદ્રામાં પડ્યા રહી આત્મહિતમાં બેદરકાર બન્યા રહેવાનું કાર્ય મૂર્ખોને જ ગમે છે. એ મૂર્ખાઓને રત્નચિંતામણિસમાન ઉત્તમ નરભવ મળ્યો તો પણ શું કામનો છે ? એ તો માત્ર અજ્ઞાનમાં આથડી વિષયકષાયમાં સડબડી આમતેમ ભટકી આખરે ભવ પૂરો કરી ચાલ્યા જાય છે એટલે એવા મૂર્ખ જનને ઉંઘતા જ સમજવા. જ્યારે પંડિત અને વિવેકવંત પુરૂષો તો એકદમ જાગૃત થઈ જ્ઞાનધ્યાનમાં લીન બની આત્મકલ્યાણ કરવામાં જ સાર્થકતા ગણે છે. એમને આ મનુષ્યભવની અમૂલ્ય ઘડી પણ એળે ગુમાવવી ન ગમે. એ તો સમજે કે માથે મોતના નગારાં વાગી રહ્યા છે અને અલ્પાયુષ્યમાં ચેતી જઈને આત્મકલ્યાણ કરી લેવાનું છે, ત્યાં સોડ તાણીને સૂવું કેમ પાલવે ? આ ઉપરથી ખાસ સમજવાનું છે કે-પંડિતો

સદા જાગતા છે અને મૂર્ખાઓ ઉંઘતા છે."

"સંસારવેલિ કિહાં વાધતા ?" આ પ્રશ્નના જવાબમાં સમજવાનું છે કે–"જેમણે તૃષ્ણાનો છેદ બીલકુલ કર્યો નથી, જેઓ સર્વદા લોભવૃત્તિ જ રાખી રહ્યા છે, જેમણે આખી જીંદગી પૈસો પેદા કરવામાં જ કાઢી એક પાઈ પણ સુકૃતમાં ખરચી નથી, જેમણે પોતે પોતાને માટે પણ પૂરૂં પેટ ભરીને ખાધું નથી, બીજાને ખવરાવ્યું નથી અને પરમાર્થ તો કર્યો જ નથી, આશા આકાશસમાન મોટી મોટી રાખી, પૈસા–પૈસા અને પૈસા માટે જ મહેનત–મજુરી કરી આખું જીવન પસાર કર્યું છે તેવા જનોની તૃષ્ણા તો તૂટી નહિ, એટલે સંસારવેલિ તેવા પુરૂષોને માટે વધતી જ રહેવાની, માટે સંસારસાગરનો પાર પામવા સારૂ તૃષ્ણાનો છેદ કરી પરિગ્રહનું પરિમાણ કરવાની અત્યંત જરૂર છે."

"વિષ કયું ? અને અમૃત કયું ?" એના જવાબમાં સૂરિમહારાજે કહ્યું કે–"હે રાજન્ ! જે પારકી નિંદા કર્યા કરે છે તેમજ કોઇનું ભલું થતું હોય ત્યાં પણ ખોટી જીભ વાપરી બૂરૂં કરવા પ્રપંચો આદરે છે અને પારકાનું વાંકું બોલી દૂષણો જ જોયા કરે છે એવા નરોને ખરેખર હૃદયમાં વિષથી જ ભરેલા જાણવા. અફીણ, સોમલ, વીંછીનું ઝેર કે સર્પનું ઝેર–એ બધાં જો કે પ્રાણ હરણ કરનાર ગણાય છે; પરંતુ નિંદા કરનારા માણસોને તો તે કરતાં પણ અધિક ઝેરી સમજવા. એમની ઝેરીલી જીભથી અનેકનું બૂરૂં થતાં વાર લાગતી નથી અને એવા માણસો કેવળ બીજાની નિંદા કરવામાં જ રાચ્યામાચ્યા રહે છે, માટે પારકી નિંદાસમાન બીજું વિષ કોઈ સમજવું નહિ. તેમજ "અમૃત કયું ?" એ પ્રશ્નના ઉત્તરમાં

સમજી લેવું કે હમેશાં શાંતિથી, નમ્રતાથી, વિવેકથી મીઠી ભાષા વાપરવી અને મધુરાં સુંદર શબ્દોથી વાતચીત કરવી, તેમાં જ ખરેખરી મોટાઇ ને પંડિતાઈ રહેલી છે અને એ જ સાચામાં સાચું અમૃત સમજી લેવાનું છે.”

“ગહન ભેદ શું ?” એ માટે ખાસ સમજવાનું છે કે-“ગહનમાં ગહન નારીચરિત્ર જાણી લેવું. એનો ભેદ અગમ્ય છે, એનો પાર કોઈ પામી શકયું જ નથી, એની કળા ન્યારી છે. જે સ્રીચરિત્રનો સાક્ષાત્ અનુભવ હે રાજન્ ! આપને થઇ ગયેલ છે એટલે એ ગહન ભેદ આપ બરાબર જોઇ શકયા હોવાથી તે બાબત વિશેષ કહેવાની જરૂર જણાતી નથી.”

“કવણ નરગ ?” એના જવાબમાં જાણી લેવું કે-“ આ લોકમાં પારકી તાબેદારી-પારકી નોકરીસમાન અન્ય કોઈ નરક લેખવશો નહિ; કારણ કે પરવશપણાથી ઘડી પણ સુખ-શાન્તિ પ્રાપ્ત થતી નથી અને કદાચ થોડો સમય મળી તો પણ અલ્પ સુખને માટે જ સમજવી. પરવશપણું કેટલું દુઃખ-દાયી છે ? એ બાબતનું વિસ્તારથી વિવેચન “પૂરણરાય”ના સંબંધમાં આગળ કહેવાઇ ગયેલ છે ત્યાંથી જાણી લેવું. મતલબ કે પરવશપણું તે નરક બરાબર સમજી લેવું.”

આ પ્રમાણે સંતોષકારક સર્વ ઉત્તરો સાંભળતાં કુમારપાળ રાજાને ઘણો જ હર્ષ થયો અને આવી અમૂલ્ય વસ્તુ જાણવાની ઇચ્છાએ ફરીથી વિનયપૂર્વક ગુરૂમહારાજને પૂછ્યું કે-

કુણ અંધો ? કુણ શૂરો લહું ?, ગુરૂતાપણું હું કેહને કહું ?;
લઘુતા, દાન, મિત્ર કુણ કહો ?, બહેરો પુરૂષ તે કેહને લહો ?.
કુણ અધમ ? કુણ મુંગો વળી ?, ચપળ કિસ્યો છે જીમ વિજળી?;
કુણ જગ જીત્યો ને વશ કર્યો ?, કુણ પ્રશંસ્યો? સાર કુણ સર્યો?

એના પ્રત્યુત્તરમાં સૂરિમહારાજે કહ્યું કેઃ—

ચોપાઈ.

ગુણ વિણ રાગ ધરે તે અંધ, તેહને ભાખ્યા પાતિગ બંધ;
સ્ત્રી લોચને નવિ વીંધ્યો જેહ, શૂર સુભટ નર કહીએ તેહ.
ગુરૂપણું તસ વાધે શિરે, જે પરની પ્રાર્થના નવિ કરે;
લઘુતાપણું જાચંતા હોય, દેઈ દાન મ વંછો કોય.
પાપ કરંતો રાખે જેહ, પરમ મિત્ર કહીએ નર તેહ;
હિતશિક્ષા સુણતો કરે કાંણ, તે નરને નૃપ બહેરો જાણ.
અધમ સોય વ્રત લેઈ ચળે, મુંગો તે જે અવસર ગળે;
ચપળ કહું દુર્જનની પ્રીત, ક્ષમાવંત કહ્યો તે જગજીત.
સત્ય વચનથી જગ વશ થાય, અલ્પ ઋદ્ધિ દાતાર ગવાય;
દીએ દાન પ્રિય વચને અપાર, તે નર કહીએ સારમાં સાર.

આ પ્રમાણે પ્રશ્નોના ઉત્તરો સચોટ રીતે ટુંકામાં સાચાં અને હિતકારક સાંભળીને રાજા કુમારપાળે હેમસૂરિમહારાજની બહુ પ્રકારે સ્તુતિ કરી અને કહ્યું કે–"જગતમાં ખરેખર મ્હારા સ્વામી, મ્હારા બન્ધુ, મ્હારા દેવ, મ્હારા પરમેશ્વર અને મને પ્રથમથી જ જીવતો રાખવામાં મદદ કરનાર હે ગુરૂજી ! આપ જ છો. આપસાહેબે કરેલો ઉપકાર હું કદિ પણ ભૂલું તેમ નથી. કૃપા કરી હવે મને એ પણ ખાસ સમજાવો કે જીવ મુક્તિપુરીમાં શી રીતે જાય ?"

એ પ્રશ્નના સમાધાનમાં સૂરિમહારાજે વિવેચનસહિત સમજાવ્યું કે–" હમેશાં શ્રી જિનેશ્વર ભગવંતની ત્રણે કાળ દ્રવ્ય અને ભાવથી પૂજા, ગુરૂમહારાજને વિનયભાવે વંદના, સુપાત્રમાં દાન દેવાની વૃત્તિ, સમકિતની ખરી છાપ, જ્ઞાન–ધ્યાનમાં તલ્લીનતા, નિત્ય આવશ્યક ક્રિયા, સાધર્મિકવાત્સલ્ય,

તીર્થયાત્રા વિગેરે સુકૃત કાર્યો કરવાથી જીવ મુક્તિપુરીનો અધિકારી થાય છે, તેમજ તપસ્યાવડે કર્મનો ક્ષય કરીને સર્વ જીવો પ્રત્યે સમતાભાવ રાખનારો જીવ ઉત્તમ ગણાય છે અને તે પુણ્યવંત પ્રાણી પુણ્ય–પાપની બેડીના બંધનો ક્રમે કરી તોડી નાખી અનુક્રમે મોક્ષના સુખ મેળવી શકે છે.”

શ્રી હેમસૂરિમહારાજની અસરકારક વાણી સાંભળ્યા બાદ કુમારપાળ ભૂપાળે વિશેષપણે લક્ષ્મીનો સાતે ક્ષેત્રમાં સદ્‌વ્યય કરવા માંડ્યો. તેણે ચૌદ હજાર જિનભુવનો નવાં કરાવ્યાં, શ્રી તીર્થંકર ભગવાનના જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણસમયના ભાવ દર્શાવનારા ઉત્તમ મંદિરો કરાવ્યા, શ્રીસંપ્રતિ મહારાજાની માફક સોળ હજાર જીર્ણ દેરાસરોનો ઉદ્ધાર કરાવ્યો, શ્રી નેમિનાથ પ્રભુનું મંદિર એક સો હાથ ઉંચું કરાવ્યું અને તેમાં નીલમરત્નની પ્રતિમા પધરાવી, ત્રિભુવનપાળવિહાર નામનું ભવ્ય મંદિર કરાવ્યું, જેની ફરતી ભમતીમાં બોંતેર નાના જિનાલયો કરાવ્યા, શ્રી તારંગાતીર્થ-ઉપર ભવ્ય અને ગગનવિહારી મંદિર કરાવ્યું, જેમાં એક સો એક અંગુલપ્રમાણ શ્રી અજિતપ્રભુની પ્રતિમા પધરાવી. ત્રંબા-વતી ( ખંભાત ) નગરીમાં હેમચંદ્રાચાર્યની દીક્ષા જે સ્થળે થયેલી હતી ત્યાં અલંગવસહિ (પોળ)માં શ્રી વીરપ્રભુનું મંદિર કરાવ્યું, તેમાં રત્નના બિંબની સ્થાપના કરી અને એક જગ્યાએ હેમસૂરિમહારાજની પાદુકા સ્થાપન કરાવી તેમજ ત્યાં પુસ્તક-ભંડાર પણ કરાવ્યો, ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર ઉલ્લાસપૂર્વક ગુરૂપાસે આખું શ્રવણ કર્યું અને તે ચરિત્રની પ્રતો છત્રીશ હજાર શ્લોકની તમામ સુવર્ણના અક્ષરે લખાવી અને તેનું બહુમાન વધારવા તેની પોથી હાથીની અંબાડીમાં મૂકી તેનો

ધામધુમથી વરઘોડો કાઢી ગાજતેવાજતે અંતેર સામંતાદિસહિત સકળસંઘની સાથે ઉપાશ્રયે આવીને ગુરૂમહારાજને વિનયપૂર્વક વહોરાવી. અગીયાર અંગ અને બાર ઉપાંગ સોનાના અક્ષરથી લખાવ્યા. યોગશાસ્ત્રના બાર પ્રકાશ અને વીતરાગસ્તવના વીશ પ્રકાશ–એ રીતે બત્રીશ પ્રકાશ સુવર્ણ અક્ષરે લખાવીને તે પોથી હમેશાં ગણવા માટે[1] રાજાજીએ ખાસ પોતાની પાસે રાખી.

કુમારપાળ રાજા હમેશાં સુવર્ણકમળવડે ગુરૂપૂજા કરતા હતા, વરસમાં એક વખત સંઘવીપદ ધારણ કરી આખા પાટણ શહેરની ચૈત્યપ્રવાડી વિધિપુરઃસર કરતા હતા, દર માસે એક લાખ દ્રવ્ય ખર્ચીને સાધર્મિકવાત્સલ્ય કરતા હતા. અને દર વરસે સમકિતધારી ક્રોડ શ્રાવકની ભક્તિ ભાવપૂર્વક કરતા હતા, દુર્બળ અને દુઃખીજનોની બરાબર સંભાળ રાખતા હતા અને તે માટે રાંધેલું અગર કાચું જેવું જોઈએ તેવું અનાજ આપવા દાનશાળાઓ ખોલાવી હતી. આઠમ ચૌદશની પર્વતિથિનો પોસહ કરનારને પારણા કરાવવા માટે બહુ જ ઉત્તમ પ્રકારની સગવડ રાખી ભક્તિ કરતા હતા, એટલું જ નહિ પરંતુ માનસહિત, પ્રેમપૂર્વક, નમ્રતાથી સૌને વિનંતિ કરી, પોતાને ત્યાં તેડી જઈ પારણા કરાવતા હતા. આદરપૂર્વક સૌને નિમંત્રણ કરતા હતા. આ રીતે રાજા કુમારપાળ દેવભક્તિ, ગુરૂભક્તિ, જ્ઞાનભક્તિ અને સંઘભક્તિ ભાવપૂર્વક અતિ ઉદાર દિલથી પુષ્કળ દ્રવ્ય ખર્ચીને કરતા હતા.

પ્રસંગોપાત કવિ ઋષભદાસ જણાવે છે કે–આદરસત્કાર, પ્રેમભાવ અને ભક્તિભાવની પણ ખાસ જરૂર છે. જેમ કુમાર-

---

૧ કુમારપાળ રાજા દંતશુદ્ધિ માટે દરરોજ એ ૩૨ પ્રકાશનો પાઠ કરી જતા હતા.

પાળ રાજા આદરપૂર્વક દરેકને તેડી લાવતા, આદરપૂર્વક જમાડતા અને આદરપૂર્વક પાન-સોપારી આપતા હતા તેવી નમ્રતા અને વિનયભાવની સંપૂર્ણ જરૂરીયાત રહેલી જ છે; કેમકે:—

માન મહત્ત્વ વિના દીએ દાન, તેહથી ન લહે મોક્ષ પ્રધાન;
આદર વિના દીએ અભિનવ શેઠ, મોક્ષ પંથ નવિ પામ્યો નેઠ.

આદરભાવ વિના અભિનવ શેઠે વીરપ્રભુને દાન આપ્યું પરંતુ તે યથાર્થ ફળદાયી થયું નહિ અને આદરસહિત-ભાવસહિત શ્રેયાંસકુમારે શ્રી આદીશ્વર ભગવાનને શેરડીના રસનું દાન આપ્યું તો સદ્‌ગતિ પ્રાપ્ત કરી. શ્રી આદીશ્વર પ્રભુનો જીવ ધનસાર્થવાહના ભવમાં હતો ત્યારે તેમણે ઘણા જ હર્ષ અને ભાવપૂર્વક મુનિવરને ઘી વહોરાવ્યું હતું, તેના પ્રભાવે તીર્થંકરપદવી પામ્યા. ચંદનબાળાએ ઉલ્લાસપૂર્વક શ્રી વીર ભગવાનને ફક્ત અડદના બાકુળાનું દાન દીધું તો તે દાનના પ્રતાપે મુક્તિનું અવિચળ સુખ મેળવ્યું. સંગમ બાળકના જીવે પોતાને મહામુશીબતે મળેલી ક્ષીર કે જે ક્ષીર ખાવા માટે અત્યંત લોલુપતા થઈ પડી હતી, તે જ વસ્તુ પોતે ખાવાની તૈયારી કરતો હતો તેવામાં માસક્ષપણવાળા તપસ્વી મુનિવર અનાયાસે ત્યાં વહોરવા પધારતાં પ્રેમપૂર્વક-ભાવપૂર્વક તે ક્ષીર મુનિમહારાજને વહોરાવી દીધી, જેના પુન્ય-પ્રભાવે તે શાળિભદ્રના ભવે અખૂટ ઋદ્ધિ-સિદ્ધિ અને સુખ-સંપત્તિ પામ્યા. રથકારે વગડામાં બળદેવ મુનિને ભાવપૂર્વક વહોરાવ્યું તો તેના પ્રતાપે સુરગતિનું સુખ પ્રાપ્ત કર્યું. આ દૃષ્ટાંતો ઉપરથી સમજી લેવાનું કે મુનિને દાન આપવામાં કે સ્વામીભાઈની ભક્તિ કરવામાં પણ આદર અને વિવેકની ખાસ જરૂર છે, તેમજ આપણા વ્યવહારિક કાર્યોમાં પણ જમણ

આદિના આમંત્રણો આપ્યા બાદ તેડવા જવાની અને વિવેક કરવાની ખાસ આવશ્યકતા રહેલી છે, તેમ છતાં જો કોઈ તેવી રીતભાત ન સાચવે તો પરિણામે તેમાં મૂર્ખાઈ કરે છે અને મહાસંતાપનું કારણ બને છે. કહ્યું છે કેઃ—

**પહેલો મૂરખ પરધન હરે, બીજો જે પરનિંદા કરે;**
**ત્રીજો કલહ લગાવે ઘણો, ચોથો પરદ્વેષી અવગુણો.**
**પાંચમો વંચે માય ને બાપ, વિશ્વાસઘાતનું મોટું પાપ;**
**ઋષભ કહે તે મૂરખ હવા, દઈ નોતરું નાવે તેડવા,**

આ રીતે નોતરું આપીને તેમજ ખાસ આમંત્રણ કરીને તેડવા જવાનું વિસરી જતા શ્રેણિક મહારાજા બહુ દુઃખ પામ્યા તે સંબંધી હકીકત નીચે મુજબ છે.

"રાજા શ્રેણિકનો જીવ પૂર્વભવે સુમંગળ નામે રાજા હતા. તે એક સમયે બગીચામાં ફરવા નીકળ્યા. ફરતાં ફરતાં તેમણે એક તાપસને જ્ઞાનધ્યાનમાં તલ્લીન જોયા અને તપાસ કરતાં જાણ્યું કે તે મહાત્મા માસ–માસની તપસ્યા કરનારા હતા, એમ જાણીને તેઓ તેમની પાસે ગયા અને પ્રથમ માસની તપસ્યા સંપૂર્ણ થતી હોવાથી બીજે દિવસે પોતાને ત્યાં પધારી પારણું કરવા માટે બહુ જ આગ્રહ કરી નિમંત્રણ આપ્યું. રાજાજીના આમંત્રણને ઠેલવું યોગ્ય નહિ એમ સમજીને મહાત્માએ હા પણ પાડી અને બીજે દિવસે તેડવા આવવાની રાહ જોઈને રહ્યા, પરંતુ કામને લીધે સુમંગળ રાજા તેડવા જવાનું કે માણસ પણ મોકલવાનું તદ્દન ભૂલી જ ગયા. એમ બની જવાથી તે તાપસને સ્હેજ ક્રોધ ચઢ્યો, છતાં તેને દબાવી દઈને બીજા મહિનાના ઉપવાસ આદર્યા. અહીં સાંજને સમયે સુમંગળ રાજાને તે વાત એકદમ યાદ આવી એટલે

તુરત જ પોતે તાપસપાસે ગયા અને થયેલી ભૂલનો પશ્ચાત્તાપ કર્યો અને પારણા માટે પધારવાનું કહ્યું, જેના જવાબમાં તે તાપસે બીજા મહિનાની તપસ્યા આદરી છે તે વાત જણાવી દીધી. તે જાણીને રાજાએ તે જ વખતે બહુ વિનંતિ કરી, આજી-જીપૂર્વક આગ્રહ કરી પોતે કરેલી ભૂલની ફરી ફરી માફી માગી અને બીજા મહિનાનું પારણું આવે ત્યારે પોતાના ગૃહે જ પારણું કરવા માટે પધારવાની હા પડાવી, જે માટે તે તાપસે પણ રાજાજીનું મન બહુ જ દુઃખાય છે એમ લાગવાથી તે મુજબ અંગીકાર કર્યું; પરંતુ સંયોગવશાત્ બીજા મહિનાના પારણાને દિવસે પણ તેડવા આવવાનું સુમંગળ રાજા તદ્દન ભૂલી જ ગયા, એટલે વળી સમતાભાવે સહન કરી ચલાવી લઈ તે તાપસે ત્રીજા મહિનાના ઉપવાસ શરૂ કર્યા. અહિં રાજાને સાંજના તેડવા જવાની બાબત એકદમ યાદ આવવાથી બહુ જ પસ્તાવો થયો અને જલ્દીથી તે તાપસની પાસે જઈને બીજી વખત થયેલી એવા જ પ્રકારની ભૂલની વારંવાર માફી માગી. વારંવાર વિનંતિ કરી પારણા માટે પધારવાનું કહ્યું, જેના જવાબમાં તે તાપસે ત્રીજા મહિનાના ઉપવાસ આદર્યા છે, એમ જણાવ્યાથી રાજાજીએ આગ્રહ ચાલુ નહિ રાખતાં હવે ત્રીજા મહિનાના ઉપવાસ પૂરા થયે પારણું કરવા માટે આવવા મહામુશીબતે હા પડાવી. ભવિતવ્યતાએ સુમંગળ રાજા આ પ્રમાણે ત્રીજી વખત પણ ભૂલ ખાઇ ગયા. તે તાપ-સને તેડવા માટે પોતે જવાનું ચૂકી ગયા તેમ કોઈ માણસને ભલામણ પણ કરેલી નહિ, જેથી કરીને આખો દિવસ તે તાપસ રાહ જોઈ રહ્યા; પરંતુ જ્યારે કોઇ તેડવા કે ખબર પૂછવા આવ્યું જ નહિ ત્યારે તાપસ ક્રોધના સંપૂર્ણ આવેશમાં

આવી ગયો અને નિર્ણય કરી બેઠો કે જરૂર આ નગરીના રાજાએ આ રીતે ત્રણ ત્રણ વખત નોતરૂં આપીને કેવળ મ્હારી હાંસી-મશ્કરી કરવાની ચેષ્ટા આદરી લાગે છે અને ખરેખર ઠગાઈ જ ચલાવી છે, એ સિવાય આમાં બીજું કાંઈ કારણ જણાતું નથી, નહિ તો ગમે તેમ હોય પરંતુ આમ તો કોઈ પણ માણસ કરે જ નહિ; કેમકે એક વખત ભૂલે તો ભૂલ મનાય, બીજી વખત ભૂલે તો ચલાવી લેવાય, પરંતુ તે જ પ્રમાણે ત્રીજી વખત પણ થાય તો એમાં જાણી જોઈને ઇરાદાપૂર્વક નોતરૂં આપીને અપમાન કરવાની જ બુદ્ધિ સિવાય બીજું કાંઈ માની શકાતું નથી; તેથી તે તાપસે ક્રોધમાં ને ક્રોધમાં નિયાણું કર્યું કે-" આ મ્હારી તપસ્યાનું જો કાંઈ પણ ફળ હોય તો હું આવતા ભવમાં આ રાજાને દુઃખ દેનારો એનો કટ્ટો વૈરી બનું."

આ રીતે તાપસે તપસ્યાનું ફળ માંગી લીધું. અહીં સાંજના સુમંગળ રાજાને તાપસને તેડી લાવવાની વાત યાદ આવી એટલે એકદમ તાપસની પાસે આવી ભૂલનો ઘણો જ પશ્ચાત્તાપ કર્યો અને પોતાના અવગુણ સામું નહીં જોતાં પારણું કરવા માટે પધારવાની વિનંતિ કરી. તેના જવાબમાં ક્રોધે ધમધમાયમાન થયેલા તે તાપસે કહ્યું કે-" તારા જેવો ત્રણ ત્રણ વખત નોતરૂં આપી ભૂલી જનારો અને મને ઠગનારો મેં કોઇ બીજો જોયો નથી. હવે એ નોતરાથી સર્યું ! ક્રોધવશાત્ ત્હારા ઉપર વૈર લેવાનું નિયાણું બંધાઇ ગયું છે, તેથી ચેતીને ચાલજે અને જો વધારે વાતચીત કરી મારા ક્રોધમાં વધારો કરીશ તો અત્યારે જ બાળીને ભસ્મ કરી નાખીશ." આમ સાંભળીને સુમંગળ રાજા પસ્તાવો કરતા નગરમાં પાછા ફર્યો.

કાળે કરીને તે સુમંગળ રાજા અને તાપસ મૃત્યુ પામી દેવગતિમાં ગયા. ત્યાંથી સુમંગળ રાજાનો જીવ શ્રેણિક રાજા થયો, ત્યારે તાપસનો જીવ તેના ગૃહે ચેલણા રાણીની કુક્ષિમાં ગર્ભપણે ઉત્પન્ન થયો. પૂર્વકર્મના યોગે ઉદરમાં આવતાં જ ચેલણા રાણીને પોતાના પતિ શ્રેણિક મહારાજાની છાતીનું માંસ ખાવાનો દોહલો ઉત્પન્ન થયો. ખરાબ દોહલો હોઈને તે કોઇને જણાવાય તેમ નહિ હોવાથી ચેલણા રાણી મનમાં ને મનમાં સમજી રહી તેથી દિનપ્રતિદિન દુર્બળ પડવા લાગી. ( આ સ્થળે રાસકર્ત્તા કવિ ઋષભદાસે ઋતુવંતી નારી-સંબંધી ભોગવિચાર તથા ગર્ભવિચારનું વિવેચન વિસ્તારથી કહેલ છે. તે અહીં વિસ્તારના ભયથી મૂકેલ નથી. ) એ ઉપરથી શ્રેણિક મહારાજાએ ખૂબ આગ્રહ કરી પૂછવા માંડ્યું ત્યારે ચેલણા રાણીએ પોતાને જે દોહલો ઉપજ્યો હતો તેની હકીકત કહી બતાવી.

ચેલણા રાણીની હકીકત સાંભળી શ્રેણિક રાજા ચિંતાતુર થયા અને તુરત જ બુદ્ધિનિધાન એવા પોતાના પુત્ર અને મંત્રી અભયકુમારને તે વાત કહી સંભળાવી, ગમે તે પ્રકારે ચેલણા રાણીનો દોહદ પૂરો થાય તેમ કરી તેની દુર્બળ સ્થિતિ અને ચિન્તા નિવારવા જણાવ્યું. જે ઉપરથી મંત્રી અભયકુમારે થોડું માંસ મંગાવી રાજાની છાતીઉપર મૂક્યું. ચેલણા રાણીને છરીવડે કાપી કાપીને તે માંસ આપ્યું ને દોહલો પૂર્ણ કર્યો તેથી તેના આત્માને શાંતિ પણ ઉપજી. અનુક્રમે સંપૂર્ણ માસે ચેલણા રાણીને પુત્ર પ્રસવ્યો; પરંતુ ગર્ભમાં આવતાં જ તેનાથકી દુષ્ટ વિચારો ઉત્પન્ન થયેલા હોવાથી રાણીએ દાસીને કહીને તે તરતના જન્મેલા પોતાના પુત્રને ઉકરડામાં ફેંકાવી

દીધો. પાછળથી રાજા શ્રેણિકને આ વાતની ખબર પડી એટલે તરત જ તજવીજ કરાવી ઉકરડામાંથી તે પુત્રને પાછો લાવ્યા અને તેનું સારી રીતે પાલન કરવા લાગ્યા. તેમજ તેનું નામ અશોકચંદ્ર પાડ્યું.

અશોકને જે વખતે ઉકરડામાં ફેંકી દીધેલ તે વખતે તેની એક આંગળી કુકડાએ કરડી ખાધેલી તે પાકવાથી તેની અસહ્ય પીડાથી તે બાળક નિરંતર રોયા કરતો હતો. રાજા શ્રેણિકે તે માટે અનેક ઔષધ-ઉપચાર કરાવ્યા, પરંતુ કોઇ રીતે આંગળીની વેદના ઓછી થઇ નહિ; એટલે છેવટે શ્રેણિક રાજાએ તેની પાસ-પરૂવાળી આંગળી મોહવશાત્ પુત્રસ્નેહે પોતાના મોઢામાં રાખીને તેને શાંતિ પમાડી અને આ રીતે સાર-સંભાળથી અશોકને મોટો કર્યો. અશોકની એક આંગળી કુકડાએ કરડી હોવાથી તેનું બીજું નામ "કોણિક" પડ્યું.

કોણિક યોગ્ય ઉમ્મરે પહોંચ્યો એટલે વિચારવા લાગ્યો કે-" મારા પિતા વૃદ્ધ થયા તો પણ હજુ રાજગાદી છોડતા નથી અને પોતાની મેળે સીધી રીતે રાજ્ય મને આપે એમ લાગતું નથી, માટે છળ-પ્રપંચ અને યુક્તિ-પ્રયુક્તિ કર્યા વિના એમ ને એમ રાજ્ય મળવાનું નથી." આમ વિચારી એક દિવસ કપટભાવે પોતાના પિતા શ્રેણિકરાજાને પકડીને બાંધ્યા અને કેદખાનામાં પૂરી હમેશાં પાંચ સો ફટકા મરાવવા શરૂ કર્યા. આ રીતે કોણિકે પોતાના પિતાને કારાગૃહનું અસહ્ય દુઃખ આપ્યું અને પોતે રાજગાદીનો માલિક બન્યો. તે ઉપરથી કુપુત્ર કોણિક બહુ જ નિંદાને પાત્ર થયો; પરંતુ રાજા થયેલ હોવાથી તે વખતે કોઇ તેને આવું દુષ્ટ કાર્ય કરતાં અટકાવી શક્યું નહિ. રાણી ચેલણા પણ પોતાના પતિને આવું દુઃખ

ચડવાથી બહુ જ શોક કરવા લાગી.

પ્રસંગોપાત એક સમયે કોણિક જમવા બેઠો હતો તેવામાં તેના પુત્રે તેના થાળમાં પેશાબ કર્યો, તેમ છતાં મોહને વશ પ્રેમઘેલો બની હર્ષ પામી કોણિક તે ભોજન આરોગી ગયો અને પોતાના પુત્રને વારંવાર સ્નેહથી રમાડવા લાગ્યો. આ વખતે ચેલણાની આંખમાં આંસુ આવ્યાં. તેનું કારણ પૂછતાં અવસર જોઈને ચેલણા રાણીએ કહ્યું કે-"હે પુત્ર! અત્યારે તારા બાપને તેં વિનાકારણે કેદમાં પૂરી હમેશાં પાંચ સો ફટકા મારવાનું અઘટિત કાર્ય આદર્યું છે એ જ તારા પિતાએ જ્યારે તું આવો નાનો બાળક હતો ત્યારે તારી ઘણી સારી સારસંભાળ લઈ પ્રેમભાવે તને ઉછેર્યો છે, એટલું જ નહિ પરંતુ કર્મવશે મેં તને જન્મતાં જ ઉકરડામાં ફેંકાવી દીધેલ તે તરત જ તારા પિતાશ્રીએ તપાસ કરી પાછો લાવી તારી એક આંગળી ઉકરડામાં કુકડાએ કરડેલ એની અસહ્ય પીડા કોઈ રીતે મટી શકતી નહોતી તેથી છેવટે તે પાસ-પરૂવાળી આંગળી નિરંતર પોતાના મોંમાં રાખી પાસે સુવાડી પંપાળી તને શાંતિ આપી હતી. આ પ્રમાણે તને મોટો કર્યો છે. એવા ઉપકારી તારા પિતાને તું હમેશાં આ રીતે દુઃખ દે છે એ જોઈને મને બહુ જ દુઃખ થાય છે. અરે! મારું હૃદય બળી જાય છે."

પોતાની માતાના મુખથી આવી હકીકત સાંભળતાં કોણિક બહુ જ પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને તરત જ પોતાના પિતા શ્રેણિકરાજાને કેદખાનાના પાંજરામાંથી મુક્ત કરવા તેમજ પગની બેડી કાપી નાંખવા કુહાડો લઈને એકદમ તૈયાર થઈ ચાલ્યો. આ તરફ શ્રેણિક રાજાને ખબર પડી કે કોણિક કુહાડો લઈને આવે છે, એટલે વિચાર્યું કે-"હજુ શું પાંચ સો

ફટકાના મારથી સંતોષ પામતો નહિ હોય કે જેથી પોતે કુહાડો લઇને ચાલ્યો આવે છે? ખરેખર એ કુહાડાથી એ દુષ્ટ મ્હારો ઘાત જ કરી નાંખશે, તે કરતાં તેના આવતાં પહેલાં સ્વહસ્તે જ આ પ્રાણુ ત્યાગ કરવાનો રસ્તો કરવો તે ઠીક છે.”

આમ વિચારી થોડીવારે કોણિક હાથમાં કુહાડો લઇને જ્યાં રાજા શ્રેણિકને પાંજરામાં પૂર્યા છે ત્યાં આવ્યો. એટલે શ્રેણિક રાજાએ મોઢામાં તાલપુટ–વિષ રાખી પોતાના પ્રાણુ ત્યાગ કર્યો. કોણિકે પોતાના પિતાને બહુ જ બોલાવ્યા–ચલાવ્યા, પરંતુ તદ્દન અચેતન માલુમ પડ્યા. એટલે છેવટે તેમનું મૃત્યુ થયેલું જાણી પોતે પસ્તાવો કરવા લાગ્યો. મગધ દેશના ધણી રાજા શ્રેણિક મૃત્યુ પામીને ત્યાંથી પહેલી નરકમાં ઉત્પન્ન થયો.

આ રીતે શ્રેણિકરાજા પૂર્વભવે સુમંગળ નામે રાજા હતા ત્યારે તાપસને આમંત્રણ આપી તેડવા જવાનો વિવેક વારંવાર ચૂકી જતા હતા તેથી તે તાપસ વૈરી બન્યો અને પુત્ર તરીકે ઉપજી અંતે શ્રેણિક રાજાને મહાકષ્ટમાં પાડી પૂર્વભવનું વેર લીધું. અહિં રાસકર્ત્તા કવિ ઋષભદાસ ભાર દઇને ભલામણુ કરે છે કે–“ હે મહાનુભાવો! વિવેક કદિ પણુ ચૂકશો નહિ. સ્વામીભાઇની ભક્તિમાં, દેવ–ગુરૂની ભક્તિમાં અને દરેક કાર્યમાં વિનય સાચવી વિવેકપૂર્વક કામ કરવાનું ખાસ ધ્યાનમાં રાખશો તો આ ભવે ને પરભવે સુખી થશો.”

રાજા કુમારપાળે ઘણી દાનશાળાઓ મંડાવી, રાંધેલું તેમજ કાચું જેને જેવું જોઇએ તેવું અન્ન આપવા માંડયું અને એવી ભક્તિ કરવા માંડી કે પોતાના આંગણેથી કોઇ ભૂખ્યો–તરસ્યો પાછો જાય જ નહિ.

આ રીતે પોતાના સત્કાર્યથી કુમારપાળ ભૂપાળ (૧) વિચારચતુર્મુખ, (૨) રાજર્ષિ, (૩) જીવિતદાની અને (૪) જીમૂતવાહન–એ પ્રમાણે ચાર બિરૂદસાથે ઘણી પ્રસિદ્ધિ પામ્યા અને નિરંતર રાજકાર્ય તેમજ ધર્મકાર્ય કરતાં અનુક્રમે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા.

એક દિવસે હેમસૂરિમહારાજને કુમારપાળ રાજાએ પૂછ્યું કે-" હે સ્વામી ! કાળે કરીને બાહડ અને અંબડ જેવા રાજ્યકુશળ બાહોશ મંત્રીઓ ચાલ્યા ગયા, મ્હારી પણ વૃદ્ધાવસ્થા થઈ ગઇ, કર્મયોગે પુત્રપ્રાપ્તિ થઇ નહિ; તેથી રાજ્યની ચિંતા થવાથી આપને પૂછું છું તે આપ કૃપા કરી કહો કે મારી પછી આ રાજ્યગાદી માટે કોણ યોગ્ય જણાય છે?" તેના જવાબમાં ગુરૂમહારાજે કહ્યું કે–" આ તમારી પુત્રીનો પુત્ર એટલે તમારો ભાણેજ **પ્રતાપમલ્લ** તમારી ગાદીને લાયક હોય તેમ લાગે છે."

આવા પ્રકારની વાતચીત થઇ તે વખતે હેમસૂરિમહારાજનો **બાલચંદ્ર** નામે એક શિષ્ય હતો તે પાસે બેઠેલ, તેણે સર્વ હકીકત સાંભળીને ખટપટ કરવાના હેતુથી તે વાત કુમારપાળના ભત્રીજા **અજયપાળને** કહી દીધી અને કહ્યું કે–" હવે હુશિયાર થવાની જરૂર છે. ગમે તે યુક્તિપ્રયુક્તિ ચલાવી રાજાનો ઘાટ ઘડવાની તૈયારી કરવી જોઇએ. આ કાર્યમાં આજથી હું અને તમે એક જ છીએ એમ સમજી કોઇ પણ જાતની ભૂલ નહિ ખાતાં સફળતા મેળવીએ તો જ ઠીક ગણાય."

બાલચંદ્રે આ તરફ શ્રી હેમસૂરિમહારાજની સાથે વિનય–મર્યાદા તોડી, ગુરૂઆણાની અવગણના કરી, ફાવે તેમ વર્તન ચલાવવા માંડ્યું અને ગચ્છમાં કુસંપના બીજનું આરોપણ

કર્યું, એટલે ત્યારથી બે પક્ષ જેવું થઇ ગયું. શ્રી હેમસૂરિ મહારાજ તથા તેમના શિષ્ય રામચંદ્ર આદિનો એક પક્ષ પડી ગયો અને બીજી તરફ બાલચંદ્ર જુદો પડી અજયપાળસાથે મળી જુદી રમત રમવા લાગ્યો. એમ કરતાં ધીમે ધીમે ક્લેશનું સ્વરૂપ વધતું જવાથી દિનપ્રતિદિન વૈરની વૃદ્ધિ થતી ગઇ. આ રીતે ગચ્છમાં ગુરૂ–ચેલાનું મનભંગ થતાં ખટપટ વધવા લાગી અને તેમ થતાં શ્રાવકસમુદાય પણ ચિંતાતુર થવા લાગ્યો. કુસંપનું ઝેરી વાતાવરણ ફેલાતાં આખરે ખરાબી થવાનો સમય આવતો જાય છે એમ પણ સહુ કોઇને માલૂમ પડવાથી ઘણું દુઃખ થવા લાગ્યું; પરંતુ સમયની બલિહારી છે!

પ્રસંગોપાત્ કવિ ઋષભદાસ જણાવે છે કે જ્યાં કુસંપ દાખલ થયો ત્યાં આખરે નુકશાની જ સંભવે છે. સંપવગર કોઇ પણ કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી. કહ્યું છે કે:—

સંપ વિના એ શું ઘર હાટ, સંપ વિના નવિ શોભે વાટ,
સંપ વિના નવિ ચાલે રાજ, સંપ વિના વિણસે સવિ કાજ;
સંપ વિના શ્યો બાંધવ તાત, સંપ વિના શી ભગિની માત?
સંપ વિના શ્યો ગુરૂ ને શિષ્ય, ક્ષણ ક્ષણ પાતિક બાંધે લક્ષ?
સંપ વિના કૌરવ પાંડવા, જુઓ તેહના કુળ ક્ષય હુવા,
રાવણ દંદ બિભિષણ સાથ, ખોયું રાજ ગયું પર હાથ.

અહિં બાલચંદ્રે હમેશાં ગુરૂમહારાજની સાથે કાંઇ ને કાંઇ તકરાર કરવા માંડી અને છળપ્રપંચથી રમત ખેલી ગુરૂમહારાજ અને કુમારપાળ ભૂપાળનું બૂરૂં કરવાના દાવ શોધવા લાગ્યો. ખરેખર બાલચંદ્ર એક કુશિષ્ય નીવડ્યો અને આગળ ગર્ગાચાર્યના પાંચશે શિષ્યો જેમ ગુરૂની આજ્ઞામાં નહિ રહેતાં

ગુરૂ જે કહે તેથી અવળી રીતે વર્તન ચલાવતા હતા તે પ્રમાણે તેણે વર્તવા માંડયું.

આ અરસામાં એક વખતે શ્રી હેમસૂરિમહારાજને કુમારપાળ રાજાએ વિનંતિપૂર્વક એક વાત નિવેદન કરતાં કહ્યું કે-" સાહેબ ! મ્હારાથી બની શકે તેટલાં ધર્મનાં કાર્યો યથાશક્તિ મેં કર્યાં છે અને કરાવ્યા છે, પરંતુ જિનેશ્વર ભગવાનના બિંબ ભરાવી પ્રતિષ્ઠા ( અંજનશલાકા ) કરવાનો અપૂર્વ લ્હાવો હજુ સુધી મેં પ્રાપ્ત કર્યો નથી, માટે આ શુભ કાર્યનું મુહૂર્ત્ત આપશ્રી જેમ બને તેમ જલ્દી બતાવો અને મ્હારી એ ઈચ્છા ફળિભૂત થાય તેમ કરો. " એ ઉપરથી સૂરિમહારાજે સારૂં મુહૂર્ત્ત જોઇ આપ્યું અને નગરમાં મહાન્ ઓચ્છવ માંડી વિધિસર કાર્ય શરૂ કરાવ્યું.

કુમારપાળ ભૂપાળે તરત જ લક્ષ્મીનો મોટો ખર્ચ કરી રત્નની, કનકની, રૂપાની, પીતળની, કાષ્ટની અને પાષાણુની અનેક પ્રતિમાઓ કરાવી અને પવિત્ર પીઠિકાઉપર સર્વ બિંબોને પધરાવી સ્નાત્ર-મહોત્સવની વિધિ શરૂ કરી. તે વખતે ચતુર્વિધ સંઘ એકત્ર થયો હતો અને શ્રી હેમસૂરીશ્વરસાથે અઢાર આચાર્યો પણ હાજર હતા. સર્વ બિંબોની અંજન-શલાકા કરવાની ક્રિયા માટે જે મુહૂર્ત્ત બરાબર કાઢવામાં આવેલ હતું તે ઘડી જોઇને બરાબર ટાઈમ જાહેર કરવાનું કામ ગુરૂમહારાજે પોતાના શિષ્ય બાલચંદ્રને સુપ્રત કર્યું હતું.

આ પ્રસંગે કુમારપાળનો ભત્રીજો અજયપાળ પણ ત્યાં આવ્યો હતો, તેણે બાલચંદ્રને પૂછયું કે-' તમે આ ઘડી લઇને શા માટે બેઠા છો ? અને એથી શું કામ કરવાના છો ?' જવાબમાં બાલચંદ્રે કહ્યું કે-" આ સર્વ બિંબોને અંજન-

શલાકા કરી પ્રતિષ્ઠિત કરવાનું કાર્ય અત્યારે ચાલે છે, તે ટાઇમ બરાબર ચોક્કસ જાહેર કરવા માટે મને બેસાડવામાં આવેલ છે અને હું એ ચોક્કસ ટાઈમ કહીશ તે વખતે સર્વ બિંબોની પ્રતિષ્ઠા કરવામાં આવશે અને સંપૂર્ણ શાંતિપૂર્વક વિધિસર કાર્યની પૂર્ણાહુતિ થશે. પ્રતિષ્ઠાનું કાર્ય મંગલમય થશે." તેની સાથે બાલચંદ્રે એ પણ કહ્યું કે-" જો આ મુહૂર્તનો ભંગ થાય એટલે કે આ પ્રતિષ્ઠા કરવાની ઘડી આઘીપાછી કરાવાય અને આ મુહૂર્ત ચૂકી જવાય તો જરૂર આ સર્વ પ્રતિમા ખંડિત થાય, રાજા કુમારપાળ મહાન દુઃખ પામે અને ગુરૂહેમસૂરિ પણ લાંબો વખત જીવે નહિ. મતલબ મ્હારા હાથમાં આવેલ મુહૂર્ત ચૂકાવું તો મહાન્ અનર્થ થાય."

બાલચંદ્રની આ પ્રમાણેની હકીકત સાંભળી અજયપાળે બાલચંદ્રને કહ્યું કે-" અરે ! આવો અવસર મળ્યો છે, કુમારપાળ રાજા તથા હેમસૂરિનું અનિષ્ટ કરવાનો બરાબર લાગ અત્યારે તમારા હાથમાં આવ્યો છે, તો આવો સમય ચૂકવો જોઇએ નહિ. આ કાર્યસિદ્ધિના બદલામાં જ્યારે હું રાજ્યગાદી-ઉપર આવીશ ત્યારે તમને હેમસૂરિની પાટે આચાર્યપદે જરૂર સ્થાપીશ." આવી આશાભરેલી હકીકતથી બાલચંદ્રનું મન તરત જ ફર્યું અને બુદ્ધિનો દુરૂપયોગ ચલાવી શુભ મુહૂર્તને બદલે અશુભ મુહૂર્તે ક્રિયા-વિધિ કરાવી દેવાનું નક્કી કર્યું.

હવે અંજનશલાકા (પ્રતિષ્ઠા) કરવાનો અવસર નજીક આવ્યો ત્યારે હેમસૂરિ મહારાજે પોતાના શિષ્ય બાલચંદ્રને મુહૂર્ત માટે પૂછ્યું, જેના જવાબમાં જે ખરાબમાં ખરાબ મુહૂર્ત હતું તેને બાલચંદ્રે શુભ મુહૂર્ત છે એમ જાહેર કરી સર્વ બિંબોની અંજનશલાકાની વિધિ કરાવી તેમજ કુમાર-

ચાળ ભૂપાળપાસે પ્રતિષ્ઠા કરાવી. આ રીતે બાલચંદ્રે કપટકળા કેળવી અશુભ મુહૂર્ત્તમાં પ્રતિષ્ઠાનું કાર્ય કરાવ્યું.

પ્રતિષ્ઠાનું કાર્ય સંપૂર્ણ થઈ રહ્યા બાદ " ભીમા " નામનો એક શ્રાવક પીતળની પ્રતિમા લઈને અંજનશલાકા કરાવવા નિમિત્તે શ્રી હેમસૂરિમહારાજપાસે આવ્યો અને ગુરૂમહારાજને વિધિપૂર્વક વંદન કરી વિનંતિ સાથે કહેવા લાગ્યો કે–" હે સ્વામી ! હું એક સાધારણ પંક્તિનો શ્રાવક છું. દેવ ગુરૂ અને ધર્મનો રાગી છું. એક વખત એક મુનિમહારાજને મેં કહ્યું કે–" મ્હારી સ્થિતિ નિર્ધન છે એટલે કોઈ પણ મોટાં ધાર્મિક કાર્યો તો હું કરી શકું તેમ મને લાગતું નથી અને એ માટે મને બહુ પસ્તાવો થયા કરે છે. " એના સમાધાનમાં ગુરૂમહારાજે મને કહ્યું કે–"ભાઇ ! એમાં કાંઈ હરકત જેવું નથી. એ તો કર્મ પ્રમાણે સુખ–દુઃખ આવે અને જાય છે. સારી પુન્યપ્રકૃતિ બાંધી હોય તો લક્ષ્મી વિગેરે સહેજમાં આવી મળે છે તેમ છતાં જો તારે ધર્મકાર્ય આવી સાધારણ સ્થિતિમાં પણ કરવું હોય તો કરી શકાશે. " પછી તે ગુરૂમહારાજે મને કહ્યું કે–" થોડા ખર્ચમાં ફક્ત એક હાથના ગભારાવાળું મંદિર કરાવી તેમાં પિત્તળની કે કાષ્ટની નાની પ્રતિમા અંજનશલાકા કરાવીને પધરાવીશ તો એટલા કાર્યથી પણ આ ભવ અને પરભવમાં તારૂં કલ્યાણ થઈ જશે. " એ પ્રમાણેના ગુરૂવચનાનુસાર હે સૂરીશ્વરજી ! આ પાટણનગરમાં આપના હસ્તે અંજનશલાકાની ક્રિયા થવાની છે એમ સાંભળી તેમાં ભળી જવા અને આ પીતળની પ્રતિમાને અંજનશલાકા કરાવી શુભ લ્હાવો લેવા હું ઉતાવળો દૂરથી ચાલીને આવી પહોંચ્યો છું, પરંતુ મ્હારા કમનશીબ માનું છું કે એ ક્રિયા

નો મ્હારા આવ્યા પહેલાં જ કયારની પૂરી થઇ ગઇ છે."

આ પ્રમાણે કહીને વળી "ભીમો" મનમાં ઘણું દુઃખ પામી ફરી ફરીને પસ્તાવો કરવા લાગ્યો અને બોલ્યો કે—ખરેખર, જગતમાં પુન્યહીન માણસને સુયોગ સાંપડવો મહા–મુશ્કેલ છે. કહ્યું છે કેઃ—

પુન્યહીણો નર ખેતી કરે, બળદ મરે કે સુકવાણું પડે;
પુન્યહીણો ભોજન શુભ જમે, કાં ન જરે કે પાછું વમે.

વળી તે વિચારવા લાગ્યો કે—મારા મનના મનોરથ મનમાં જ રહી ગયા. ખરેખર પુન્યશાળી પ્રાણી જે જે ચિંતવે તે તે કાર્યની સિદ્ધિ સહેજમાં થઇ જાય છે, જ્યારે પુન્ય-હીન માણસ મનમાં મનસુબા અનેક ઉઠાવ્યા કરે છે, પરંતુ તેમાંથી એકે પાર પડતા નથી. કહ્યું છે કેઃ—

મન જાણે મયગળ ચઢું, હય વર પાયે પરઠું;
યોઢું પલંગ પાલખી, અમૃત આહાર જ ભરખું.
સુંદર સુંદરી સાથ, મહેલમાંહે કરૂં વાસ;
ઉચ્ચ વસ્ત્ર તે અંગ, ચંદન તે બારે માસ.
પુન્ય તિહાં પ્હોચે નહિ, આતમ તો ઇચ્છે ઘણું;
ઋષભ કહે કિમ પામીએ, પુન્ય નહીં પોતાતણું.

અથવાઃ— કવિત.

મન જાણે મહીને વરૂં, નરપતિ થઈ નવ ખંડી;
શિર છત્ર ચામર ચાર, ચઢું તો ચંચળ સંઢી.
કુસુમ બહોળાં શિપ, નાટક નીત નીરખું જાઈ;
આય વંછે અતિ ઘણો, સવિ વસ્તુ મેલે આઇ.
પૂછી કાજ સહુકો કરે, મુરખ મન ચિંતે ઘણું;
ઋષભ કહે કિમ પામીએ, પુન્ય નહિ પોતાતણું.

આ રીતે ભીમો શ્રાવક પોતે પુન્યહીન હોવાથી જ પોતે લાવેલ પીતળની પ્રતિમાને અંજનશલાકા કરાવવાના અરા અવસરે આવી પહોંચ્યો નહિ તેથી તે વારંવાર પસ્તાવો કરવા લાગ્યો અને શ્રી હેમસૂરિમહારાજને વિનંતિ કરી કહેવા લાગ્યો કે–" કૃપાળુ મહારાજ ! મ્હારાઉપર કૃપા કરી કોઇ રીતે મુહૂર્ત્ત આવતું હોય તો તપાસ કરી મ્હારૂં કાર્ય સિદ્ધ કરી આપો."

ભીમાની આવા પ્રકારની ઉત્તમ ભાવના જોઇને હેમસૂરિમહારાજને પણ હૃદયમાં દયા આવી તેથી વિચાર કર્યો કે–" મુહૂર્ત્ત આવતું હોય તો ફરીથી તપાસ કરાવીને ગમે તે પ્રકારે આ શ્રાવકના મનનું સમાધાન થાય તેમ કરી આપું." આમ વિચારીને પોતાના શિષ્ય બાલચંદ્રને બોલાવ્યો અને ભીમાએ લાવેલ પ્રતિમાને અંજનશલાકા કરવા માટે મુહૂર્ત્ત-છાયાલગ્ન કાંઇ આવે છે કે કેમ ? તે સંબંધી તપાસ કરવા કહ્યું. તે ઉપરથી બાલચંદ્રે કહ્યું કે–" ગુરૂજી ! ખરૂં મુહૂર્ત્ત તો અત્યારે જ આવે છે અને જે સમયે અંજન–શલાકા કરીને પ્રતિષ્ઠાવિધિ થઇ ગઇ તે મુહૂર્ત્ત ખોટું જણાય છે. અરે ! તે વખતે હું મુહૂર્ત્ત કહેતાં ચૂકી ગયો અને ખરેખર મ્હારાથી ખોટી ભૂલ થઈ ગઇ છે." આ પ્રમાણે કપટપટુતા કેળવી જાણે કે અજાણપણામાં થઇ ગયું હોય તેમ તે કહેવા લાગ્યો.

આ પ્રમાણે બાલચંદ્રનું કથન સાંભળી હેમસૂરિમહારાજે પોતે જ્યોતિષ શાસ્ત્રાધારે મુહૂર્ત્ત જોવા માંડયું. તેમાં સ્પષ્ટપણે જણાઈ આવ્યું કે–પ્રથમ મુહૂર્ત્ત ભદ્રાના મુખમાં આવીને પડેલું હતું અને ખરેખર આ કુશિષ્ય બાલચંદ્રે દગાપ્રપંચથી જ આ પ્રમાણે કરેલું છે. આ ભદ્રા મુહૂર્ત્તના પ્રતાપે મહાઅનર્થ થશે અને એ મુહૂર્ત્તમાં કરેલી ક્રિયાથી આખરે

કરનાર-કરાવનાર બન્નેને નુકશાન થવાનો પ્રસંગ આવી પડશે. આમ વિપરીત પરિણામ જણાવાથી હેમસૂરિમહારાજને બહુ જ પસ્તાવો થયો. તેઓ બોલ્યા કે-" જેમ બિલાડીને દૂધ ભળાવવાનું અને વાંદરાને વન સોંપવાનું કાર્ય સુજ્ઞજન વિચારીને ન જ કરે, છતાં મેં આ વખતે વિચારશક્તિને વેગળી કરીને ખરેખર ભૂલ ખાધી છે. જે કામ બાલચંદ્રને બીલકુલ સોંપવા જેવું નહોતું તે કામ મેં પોતે જ તેને સોંપ્યું તો તેનું અતિ માઠું પરિણામ આવીને ઉભું રહે એમાં કાંઇ આશ્ચર્ય નથી. આ તો દૂધ પાઇને સાપને ઉછેરવા જેવું બન્યું છે." જગતમાં આટલાનો તો વિશ્વાસ રાખવા લાયક નથી. તે માટે કહ્યું છે કેઃ—

અગ્નિ સાપ જલ સ્ત્રી હથિયાર, મ કરો ચોરતણો પતીયાર;
દુશ્મનથી બીહતો નવિ રહે, તે દુઃખ જગમાં સબલું લહે.

વળી શ્રી હેમસૂરિમહારાજ પસ્તાવો કરતા સતા કહેવા લાગ્યા કે-' આ શિષ્ય બાલચંદ્રને મેં ધર્મ-મિત્ર જાણી ખાસ પાસે જ રાખ્યો ત્યારે પાસલામાં નાંખીને મૃગલાને જેમ પારધીઓ છેતરે છે તેવું દુષ્ટ કાર્ય એ કુશિષ્યે આ વખતે કરેલું છે. અરે! મ્હારી ભૂલ કદિ પણ થાય નહિ, તેમ છતાં ભૂલ થઈ ગઇ તો જરૂર સમજાય છે કે મારો અંતસમય નજીક આવ્યો છે અને એથી શુદ્ધ બુદ્ધિ કે વિચારશક્તિ મને સૂઝી નથી. પણ ભાવીભાવ! હવે અફસોસ કરવો નકામો છે. અવશ્ય ભાવી જે બનવાનું હોય તે જ બને છે. તેમાં કોઇનાં ડહાપણ કે ચતુરાઇ કામ લાગતાં નથી. તે વખતે સુબુદ્ધિ હોય તેની દુર્બુદ્ધિ થઈ જાય છે. એ પ્રમાણે બનવાનું અવશ્ય હોવાથી હવે તે સંબંધી ખેદ કરવો નકામો છે, એથી કાંઇ પણ વળવાનું નથી."

અવશ્યભાવ એટલે જે બનવાનું હોય છે તે બન્યા જ કરે છે તે માટે શાસ્ત્રમાં પણ બતાવ્યું છે કેઃ—

" શ્રી જિનેશ્વર વીર ભગવાન ચોત્રીશ અતિશયના ધણી અને વાણીના પાંત્રીશ ગુણે કરીને શોભિત, જીવદયાપ્રતિપાળ બિરાજમાન છતાં ગોશાળે આવીને તેજોલેશ્યા મૂકી બે મુનિને બાળી નાંખ્યા, શ્રી વીરપ્રભુને નીચ કુળમાં–બ્રાહ્મણીની કુક્ષિમાં પ્રથમ વસવું પડયું, શ્રી વીર ભગવાનની પ્રથમ દેશનાનું નિષ્ફળ જવું, ચંદ્ર અને સૂર્યનું મૂળ વિમાને શ્રી ભગવંતને વંદન કરવા આવવું, ચમરેંદ્રનો ઉત્પાત થવો, મલ્લિનાથનું સ્રીવેદ પામવું, એક યુગલીયાનું મરીને નારકીમાં જવું, એક સમયે એક સો ને આઠ ઉત્કૃષ્ટ અવગાહનાવાળાનું સિદ્ધપદને પામવું, અસંયતિનું પૂજાવું, અમરકંકા નગરીમાં બે વસુદેવનું શંખ શબ્દે ભેગા થવું અને શ્રી વીર ભગવાન રાજગૃહી નગરીમાં વિચરતા હતા છતાં કાળ નામના કસાઇએ હમેશાં પાંચ સો પાડાનો વધ કરવો, જિનેશ્વર ભગવંતના અતિશયની મહત્ત્વતા એટલી બધી છે કે જ્યાં જ્યાં ભગવાન વિચરતા હોય તે સ્થળે અને આસપાસમાં રોગ, શોક, હિંસા આદિ કાંઈ પણ અનિષ્ટ કાર્યની સંભાવના હોય જ નહિ; છતાં રાજગૃહીમાં હમેશાં પાંચ સો જીવનો વધ થતો હતો, આ બધી હકીકત ઉપરથી ખાત્રી થાય છે કે અવશ્ય ભાવી બનવાનું હોય તે બન્યા જ કરે છે; તેમાં કોઇ રીતે ફેરફાર થઇ શકતો નથી."

આ પ્રમાણે હેમસૂરિમહારાજે વિચાર કરી મનને આશ્વાસન આપ્યું અને પેલો શ્રાવક ભીમો જે પીતળની પ્રતિમાજી લઈને અંજન–શલાકા કરાવવા આવ્યો હતો તેને તે સમયે આવેલા શુભ મુહૂર્ત્તમાં અંજન–શલાકાની વિધિ કરી આપી

